સદાચાર સુવિચારમાં,

॥ ૐ ॥

॥ શ્રીનાથગુરુર્વિજયતેતમામ્ ॥

# સ્ત્રીઓનું નિત્યકર્મ.


સંગ્રહિત કરનાર

પીતાંબર ગોવિંદરામ ભટ્ટ.

સાણંદ—ગુજરાત.



દેશાઇ હરખચંદ હંસરાજનાં પુત્રી બાઇ

માનકુંવરના પુણ્યાર્થે છપાવી પ્રસિદ્ધ કરનાર

દેશાઇ પ્રાણલાલ હરખચંદ.

માંગરોળ—કાઠિયાવાડ.

સાતમી આવૃત્તિ.

પ્રતિ ૧૦૦૦. કુલ પ્રતિ ૧૬૦૦૦.

સંવત ૧૯૭૨. સન ૧૯૧૫.

અમદાવાદ—પીરમસા રોડ ઉપર નિર્મળ પ્રીન્ટીંગ પ્રેસમાં

ત્રિવેદી લલ્લુભાઈ ઈશ્વરભાઇએ છાપ્યું.


સ્ત્રીવર્ગ જ્યારે સુધરે,

પુરુષ ઉદ્યમી થશે ?

[illegible] પ્રેમમાં

# વિષયાનુક્રમણિકા.







॥ ॐ नमः श्रीसद्गुरुपरमात्मने ॥

# स्त्रीओनुं नित्यकर्म.

श्रीसद्‌गुरु नथुरामने, प्रेमे करी प्रणाम;
अल्प ग्रंथ आ आदरुं, द्विजस्त्रीनो विश्राम. १

સ્વધર્મપરાયણ આર્ય સ્ત્રીઓએ પ્રતિદિન આલસ્ય-અનાસ્થાનો ત્યાગ કરી, શ્રદ્ધાપૂર્વક આ પ્રમાણે નિત્યકર્મ કરવું; કારણ કે એથી આ લોકમાં સર્વ પ્રકારનાં સુખો, બુદ્ધિ, સંપત્તિ, સૌભાગ્ય, આયુષ્ય અને આરોગ્યની વૃદ્ધિ થાય છે; ને પરલોકમાં ક્રમે સ્વર્ગાદિ ઉચ્ચ લોકનાં સુખો પ્રાપ્ત થઈ, અંતે અખંડાનંદરૂપ પરમપદની પ્રાપ્તિ થાય છે.

## પહેલો પહોર.

પવિત્ર સ્ત્રીઓએ નિત્ય પ્રાતઃકાલમાં સૂર્યોદય થતાં પહેલાં પોતાના સ્વામીના ઊઠ્યા પહેલાં મંગળ વાણીનો ઉચ્ચાર કરતાં ઊઠી, પ્રથમ પોતાના સ્વામીના મુખનું દર્શન કરી, પવિત્ર સતીઓ, પોતાના સ્વામીના સદ્‌ગુરુ, તથા શ્રીસદાશિવભગવાન્‌નું કે શ્રીવિષ્ણુનું નામસ્મરણ કરવું. વિધવા સ્ત્રીએ શ્રીસદ્‌ગુરુ,શ્રીશંકર અથવા શ્રીવિષ્ણુની સ્તુતિ કરવી. તે પછી પથારી

ઉપાડી ઘરમાંથી સંજવારી કાઢવી. ત્યારપછી ઝાડે જંગલ જઇ આવી, પાંચ વાર ડાબો હાથ એકલો માટી ને જલથી ધોવો; તે પછી બે હાથ ભેગા કરી માટી ને જલથી ધોવા; ને પછી એક વાર બે પગ પણ માટી ને જલથી ધોવા. પછી ચાર કોગળા કરી દાતણ કરવું. તે પછી માથું ઓળી–ગુંથી અંબોડો બાંધી, વસ્ત્રસહિત નીચે બતાવેલા વિધિપ્રમાણે નહાવું; પણ વસ્ત્રવિના ક્યારે પણ નહાવું નહિ.

## સ્નાનવિધિ.

પ્રથમ વાસણમાં પોતાને જોઇતું ટાઢું-ઊનું પાણી લઇ, બે હાથ જોડી નીચેનો મંત્ર બોલવો:—

**"ગંગે ચ યમુને ચૈવ, ગોદાવરિ સરસ્વતિ;**
**નર્મદે સિંધુકાવેરિ, જલેસ્મિન્ સન્નિધિં કુરુ."**

ઉપરનો મંત્ર બોલી તે નહાવાના જલમાં તીર્થોનું આવાહન કરી, નમસ્કાર કરી, આચમન કરવું. પછી પૂર્વદિશાભણી પોતાનું મુખ રહે તેમ બેસી, નીચે પ્રમાણે સંકલ્પ કરી ગંગા **યમુનાં સરસ્વતી** અને **ન**ર્મદા આદિ તીર્થોમાંજ નહાઇ પવિત્ર થાઉં છું એવી ભાવના મનમાં રાખીને નહાવું.

**"અત્રાદ્ય અમુકમાસે અમુકપક્ષે અમુકતિથૌ અમુકવાસરે દેહશુદ્ધિસિદ્ધ્યર્થં પ્રાતઃસ્નાનમહં કરિષ્યે."**

એ પ્રમાણે નાહી, આચમન કરી, ધોયેલું વસ્ત્ર અથવા અબોટિયું પહેરવું.

## સૂર્યોપાસન.

પ્રથમ પૂજનસામગ્રી પાસે લઇ, નિશ્ચિતપણે દર્ભ અથવા ઊનના આસનપર પૂર્વભણી મુખ રાખી પલાંઠી વાળીને બેસવું. (પદ્મા-

સન કે સ્વસ્તિકાસન આવડતું હોય તો તે આસન વાળીને બેસવું.) પછી **"કેશવાય નમઃ। નારાયણાય નમઃ। માધવાય નમઃ।"** એ ત્રણ મંત્રો બોલી, ત્રણ વાર આચમન કરી, **"ગોવિંદાય નમઃ।"** એમ કહી જમણા હાથની હથેલી ધોઈ નાખવી. પછી **"વિષ્ણવે નમઃ।"** એ મંત્ર બોલી બે આંખોએ જલનો સ્પર્શ કરવો. તે પછી સૌભાગ્યવતી સ્ત્રીએ નીચેનો મંત્ર બોલીને પોતાને કપાળે કંકુનો ચાંલ્લો કરવોઃ—

**રમામપર્ણાં સાવિત્રીં, વૈદેહીં દ્રૌપદીં ચ મે;**
**સૌભાગ્યાય નમસ્કૃત્ય, કુંકુમં ધારયામ્યહમ્.**

વિધવા સ્ત્રીએ **"શ્રીશિવાય નમઃ।"** એ મંત્ર બોલી કોરી વિભૂતિનો અથવા જલનો ચાંલ્લો કરવો.

પછી ડાબા હાથમાં જલ લઈ **"પુનાતુ માં તત્સવિતુર્વરેણ્યમ્"** એ મંત્ર બોલી, જમણા હાથનાં આંગળાંવડે કિંવા ફૂલવડે પોતાના શરીર તથા આસનપર માર્જન કરવું. ( થોડું પાણી છાંટવું. ) તે પછી નીચે બતાવેલી રીતે ત્રણ પ્રાણાયામ કરવાઃ—

પ્રથમ આંખો વીંચી, મૌન રાખી, જમણા હાથની છેલ્લી બે આંગળીઓથી ડાબું નાક દબાવી રાખી **"નમો ભગવતે શ્રીસૂર્યાય"** એ મંત્ર એક વાર બોલતાં જમણી નાસિકાથી પવન અંદર ખેંચવો. પછી જમણા હાથના અંગૂઠાથી જમણું નાક પણ દબાવી દઈ ઉપરનો મંત્ર ચાર વાર કે પોતાની શક્તિપ્રમાણે મનમાં ભણી રહેતાંસુધી તે અંદર રોકવો, ને પછી બે વાર તે મંત્ર મનમાં બોલતાં ડાબી નાસિકાથી ધીરે ધીરે રોકેલો પવન બહાર કાઢવો, આ એક પ્રાણાયામ થયો. એવા ત્રણ પ્રાણાયામ કરવા.

ઉપર પ્રમાણે ત્રણ પ્રાણાયામ કર્યા પછી " **અત્રાદ્ય અમુકમાસે અમુકપક્ષે અમુકતિથૌ અમુકવાસરે મમોપાત્તદૂરિતક્ષયદ્વારા શ્રીપરમેશ્વરપ્રીત્યર્થં શ્રીસૂર્યોપાસનમહં કરિષ્યે** " એમ બોલી સંકલ્પ કરવો. ત્યારપછી ઊભાં થઇ નીચેનો મંત્ર ત્રણ વખત બોલી શ્રીસૂર્યનારાયણને પાણીના ત્રણ અર્ધ્ય આપવા:—

**" નમોસ્તુ સૂર્યાય સહસ્રભાનવે,**
**નમોસ્તુ વૈશ્વાનરજાતવેદસે;**
**ત્વમેવ ચાર્ધ્યં પ્રતિગૃહ્ણ દેવ,**
**દેવાધિદેવાય નમો નમસ્તે. "**

એ પ્રમાણે અર્ધ્ય આપી તે અર્ધ્યના જલનો બે આંખોએ સ્પર્શ કરવો.

પછી " **નમો ભગવતે શ્રીસૂર્યાય** " એ મંત્રનો એક સો ને આઠ વાર અથવા યથાશક્તિ જપ કરવો. પછી શ્રીસૂર્યનારાયણને બે હાથ જોડી નમસ્કાર કરવો.

તે પછી " **અનેન શ્રીસૂર્યોપાસનકર્મણા શ્રીભગવાન્ પરમેશ્વર: પ્રીયતાં ન મમ** " એમ બોલી નીચે જલ મૂકી શ્રીસૂર્યોપાસન સમાપ્ત કરવું.

ત્યારપછી પોતાના પતિ, સદ્દગુરુ, દેવ, બ્રાહ્મણ અને પોતાના સાસુ–સસરો તથા ઘરમાં જે કોઈ વૃદ્ધ હોય તેમને બે હાથ જોડી, તે ભૂમિપર મૂકી, તે પર માથું રહે તેમ નમી, પગે લાગવું. એ પ્રમાણે નિત્ય અભિવાદન કરવાથી આયુષ્ય, વિદ્યા, કીર્તિ અને બલની વૃદ્ધિ થાય છે.

## જપયજ્ઞ.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે ફલને આપનાર તથા દારિદ્રય, દુઃખ, શોક, રોગ અને ભયને મટાડનાર જપયજ્ઞનું સધવા કે વિધવા સ્ત્રીએ શ્રદ્ધાપૂર્વક નિત્ય અનુષ્ઠાન કરવું. ધર્મશાસ્ત્રમાં મહર્ષિઓએ જપયજ્ઞનું માહાત્મ્ય બહુ બહુ પ્રકારે સૂચવ્યું છે, માટે તેની સિદ્ધિસારુ સુજ્ઞ સ્ત્રીઓએ નિત્ય અર્થની સમજસાથે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા*, શ્રીવિષ્ણુ-સહસ્રનામ, કે શ્રીશિવમહિમ્નસ્તોત્ર આદિનો અનુકૂળતાપ્રમાણે પાઠ કરવો. સૌભાગ્યવતી સ્ત્રીઓએ વિશેષમાં સતીગીતાનો અર્થના મનનસાથે પાઠ કરવો; ને તે ન બને તો યથાશક્તિ ભગવત્સ્મરણ કરવું, અથવા " **શ્રીશિવાય નમઃ** " એ પંચાક્ષર મંત્રનો યથાશક્તિ જપ કરવો.

## શ્રીશિવપૂજન.

આગળ બતાવ્યા પ્રમાણે બેસી આચમન–પ્રાણાયામ કરી, "**અદ્યાદ્ય અમુકમાસે અમુકપક્ષે અમુકતિથૌ અમુકવાસરે શ્રીશિવપૂજનમહં કરિષ્યે** " એમ બોલી સંકલ્પ કરી, "**શ્રીશિવાય નમઃ**" એ મંત્ર ભણી શ્રીશંકરને સ્નાન કરાવી એનો એ મંત્ર ભણીને અનુક્રમે ચંદન, પુષ્પ, (ફૂલ,) ધૂપ, દીપ અને નૈવેદ્ય અર્પણ કરવાં. પછી પાન–સોપારી ને દક્ષિણા અર્પણ કરી " **શ્રીશિવાય નમઃ** " એ મંત્રની દશ કિંવા એક માળા ફેરવવી. કદાચ તેટલું ન બની શકે તો દશ વાર તે મંત્રનો જપ કરી, નીચે પ્રમાણે બોલી જલ મૂકવું.

**અનેન શિવપૂજનકર્મણા શ્રીસદાશિવઃ પ્રીયતાં ન મમ.**

* પૂજ્યપાદ મહારાજ શ્રીમન્ નથુરામશર્માપ્રણીત **શ્રીસરલાટીકાવાળી** ભગવદ્‌ગીતા **સ્ત્રીઓને નિત્ય પાઠ કરવામાં વિશેષ ઉપયોગી છે.**

## શ્રીવિષ્ણુપૂજન.

વૈષ્ણવ સ્ત્રીઓએ સૂર્યોપાસનમાં બતાવ્યા પ્રમાણે આચમન–પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે બોલી સંકલ્પ કરવો.

**“ અત્રાદ્ય અમુકમાસે અમુકપક્ષે અમુકતિથૌ અમુકવાસરે શ્રીવિષ્ણુપૂજનં કરિષ્યે. ”**

તે પછી **“નમો ભગવતે વાસુદેવાય”** એ મંત્ર બોલી શ્રીવિષ્ણુભગવાનની પ્રતિમાને સ્નાન કરાવી, એનો એ મંત્ર ભણી ક્રમે ચંદન, પુષ્પ, તુલસી, ધૂપ, દીપ, નૈવેદ્ય, મુખવાસ, દક્ષિણા, આરતિ અને નમસ્કાર આદિથી પૂજન કરી, **“ નમો ભગવતે વાસુદેવાય ”** એ મંત્રનો ૧૦૮ વાર કિંવા ૧૦ વાર જપ કરી નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પ કરી વિષ્ણુપૂજન પૂર્ણ કરવું.

**અનેન વિષ્ણુપૂજનકર્મણા શ્રીમહાવિષ્ણુ: પ્રીયતાં ન મમ.**

## શ્રીસદ્‌ગુરુપૂજન.

સાધક સ્ત્રીઓએ, આસનપર પૂર્વાભિમુખે બેસી, આચમન–પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે બોલી, પ્રથમ પોતાના શ્રીસદ્‌ગુરુપૂજનનો સંકલ્પ કરવો:—

**“ અત્રાદ્ય અમુકમાસે અમુકપક્ષે અમુકતિથૌ અમુકવાસરે મમ ત્રિવિધદુ:ખાનામાત્યંતિકનિવૃત્તિપૂર્વકસચ્ચિદાનંદસ્વરૂપસાક્ષાત્કારદ્વારાખંડમોક્ષસુખસંપાદનાર્થં શ્રીસદ્‌ગુરુપૂજનમહં કરિષ્યે.**

તે પછી નીચે પ્રમાણે બોલી શ્રીસદ્‌ગુરુપરમાત્માનું ધ્યાન કરવું:—

**" બ્રહ્માનંદં પરમસુખદં કેવલં જ્ઞાનમૂર્તિં, દ્વંદ્વાતીતં ગગનસદૃશં તત્ત્વમસ્યાદિલક્ષ્યમ્; એકં નિત્યં વિમલમચલં સર્વધીસાક્ષિભૂતં,ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્દ્ગુરું તં નમામિ."**

તે પછી શ્રીસદ્દ્ગુરુની પ્રતિમા (છબી) અથવા પાદુકાઓનું " **શ્રીસદ્દ્ગુરુપરમાત્મને નમઃ** " એ મંત્ર બોલી બોલીને અનુક્રમે સ્નાન, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, મુખવાસ, દક્ષિણા, આરતિ અને નમસ્કાર આદિથી પૂજન કરી, નીચે પ્રમાણે બોલી ઉત્તર સંકલ્પનું જલ મૂકી ગુરુપૂજન સમાપ્ત કરવું.

**અનયા પૂજયા શ્રીસદ્દ્ગુરુપરમાત્મા પ્રીયતાં ન મમ.**

## નિત્યદાન.

આ લોક ને પરલોકમાં કરેલા દાન-પુણ્યનું ફલજ સુખરૂપે પ્રાપ્ત થાય છે, માટે ધર્મશીલ સ્ત્રીઓએ પ્રતિદિન પોતાના ઘરની સંપત્તિ અનુસાર દ્રવ્ય, વસ્ત્ર, અન્ન, ફલ કે જલ આદિનું દાન કરવાનો નિત્ય નિયમ રાખવો, કારણ કે દાન ન કરવાથી દારિદ્ર્યાદિ દુઃખોને પ્રાપ્ત થઇ અંતે અસદ્દ્ગતિ પામવી પડે છે, માટે પ્રત્યેક ગૃહસ્થ સ્ત્રીએ એકે દિવસ દાન આપ્યા વિના રહેવું નહિ.

## બીજો પહોર.

**એ રીતે પ્રાતઃકાલના નિત્યનિયમથી પરવારી બીજા પહોરમાં પૂજા-નાં, હોમનાં, રાંધવાનાં, બહાર વાપરવાનાં, પાણી ભરી લાવવાનાં, અને જલ ભરી મૂકવાનાં જે જે પાત્રો હોય તે તે સઘળાં માંજી-ઉટકી-સ્વચ્છ કરવાં. શુદ્ધ જલ જાડા વસ્ત્રના ગરણાથી ગાળીને ભરવું. પછી નિત્ય ન બને તો પૂનેમ, અમાસ, રવિવાર, ઉત્તરાયણ કે બીજા કોઇ**

પર્વ–ઉત્સાહના દિવસો હોય ત્યારે તથા જનોઈ કે વિવાહાદિ માંગલિક પ્રસંગના દિવસોમાં સુવાસિની સ્ત્રીઓએ ઘરના ઉંબરા આગળ તથા આંગણામાં છાણ–માટીથી લિંપી રંગની વેલો કાઢી, અગરબતી ગુગળ કિંવા કોઇ સુવાસિત વસ્તુનો ધૂપ કરવો; કે જેથી તે ઘરમાં આધિ–વ્યાધિનો ઉપદ્રવ થતો નથી, ને લક્ષ્મી તેમાં નિરંતર વાસ કરીને રહે છે. પછી રસોઇ કરવાસારુ વીણી–ઝાટકી સ્વચ્છ કરેલું અન્ન, બળતણ, પાણી તથા બીજાં જોઇતાં સાધનસામગ્રી આદિ આગળથીજ પોતાની પાસે લઇને રસોઈ કરવાના કામમાં પ્રવૃત્ત થવું. સ્થિર ચિત્તે સાવધાનતાપૂર્વક રસોઇ કરવી. રસોઇમાં સ્વાદ આવવો એ રસોઇ કરનારના હાથમાં છે. તાપ સાધારણ રાખવો, બહુ થોડો નહિ તેમ વધારે પણ નહિ. ઘરનાં માણસોનાં આરોગ્ય તથા જીવનનો આધાર તે રસોઈપર છે એ રસોઈ કરનારે સ્મરણમાં રાખવું. રંધાતા કે રંધાઇ ગયેલા પાકનાં વાસણ ઊઘાડાં રાખવાં નહિ. રસોઈ કરતાં ખરી અગત્યવિના વારંવાર બહાર જવું કે સ્પર્શ ન કરવાયોગ્ય પ્રાણિ–પદાર્થનો સ્પર્શ કરવો નહિ. મસોતાં ધોયેલાં વાપરવાં, ને રસોઈ કરતાં અકળાવું કે ઉતાવળાં થવું નહિ.

## સુવાસિની સ્ત્રીઓનું વિશેષ કર્તવ્ય.

ઉત્સાહપૂર્વક સાવધાનપણે રસોઈ કરી રહ્યા પછી પોતાના સ્વામીને જમવા બેસવાસારુ પાટલો ગોઠવી, જમણે પડખે ઉપપાત્ર (પવાલું) સહિત મોટું જલપાત્ર મૂકી, રંધાયેલી સામગ્રી સ્વચ્છ સુશોભિત પાત્રમાં પીરસવી. પીરસવાનો વિધિ આ પ્રમાણે છેઃ–શાક, અથાણું ને ચટણી આદિ વ્યંજન પદાર્થો પાત્રમાં જમનારના જમણા હાથભણી રહે તેમ; ને પૂરી, રોટલી, લાડુ, કંસાર અને શિરો તથા બીજાં પકવાન્ન આદિ ભક્ષ્ય–ભોજ્ય પદાર્થો ડાબા હાથભણી રહે તેમ મૂકવાં, ને ભાત

પાત્રની મધ્યે મૂકવો. તેમજ દાળ, કઢી, દૂધપાક, શીખંડ, રસ અને ઘી વગેરે લેહ્ય પદાર્થો પણ જમણા હાથભણી મૂકવા. તે પછી **"નમઃ કાંતાય સર્વદેવાશ્રયાય"** એ મંત્ર બોલી સૌભાગ્યવતીએ પોતાના પતિનું ચંદન, અક્ષત અને પુષ્પથી પૂજન કરવું.

## વૈશ્વદેવ.

સધવા તથા વિધવા સ્ત્રીઓએ પોતાના ઘરમાં જો કોઈ પુરુષ વૈશ્વદેવ કરે એમ ન હોય તો આ પ્રમાણે વૈશ્વદેવ કરવો.

દર્ભાસનપર પૂર્વાભિમુખે બેસી, આચમન-પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**" અત્રાદ્ય અમુકમાસે અમુકપક્ષે અમુકતિથૌ અમુકવાસરે મમ ગૃહે પંચસૂનાજનિતસકલદોષપરિહારપૂર્વક શ્રીપરમેશ્વરપ્રીત્યર્થં વૈશ્વદેવાખ્યં કર્મ કરિષ્યે. "**

તે પછી જે અગ્નિથી રસોઈ કરવામાં આવેલી હોય, તે અગ્નિને કુંડમાં સ્થાપી ચંદન અક્ષત અને પુષ્પથી પૂજા કરી પવિત્રતાથી રસોઈ થયેલી હોય તો ઘીવાળા ભાતની, નહિ તો કાચા ચોખા ધોઈ ઘીવાળા કરી તેની, નીચેના પાંચ મંત્રો ભણી પાંચ આહુતિઓ આપવી.

**" બ્રહ્મણે નમઃ । પ્રજાપતયે નમઃ । ગૃહ્યાભ્યો નમઃ । કશ્યપાય નમઃ । અનુમતયે નમઃ । "**

એ રીતે હોમ કરી, દેવને નૈવેદ્ય ધરાવી, તે રંધાયેલા અન્નમાંથી ગોગ્રાસ, (ગાયનો ભાગ,) શ્વાનગ્રાસ (કૂતરાનો ભાગ) અને વાયસબલિ (કાગડાનો ભાગ) કાઢી, તે સમયે કોઈ ક્ષુધાર્ત ( ભૂખથી પીડાતો ) અતિથિ-અભ્યાગત આવી મળે તો તેને ઉત્સાહપૂર્વક જમાડવો. જો

તે અભ્યાગતને રાંધેલું અન્ન ખપે તેમ ન હોય, તો તેને કોરું અન્ન આપવું. તે પછી નીચે પ્રમાણે બોલી, જલ મૂકી, વૈશ્વદેવની સમાપ્તિ કરવી.

**"અનેન વૈશ્વદેવાખ્યકર્મણા શ્રીપરમેશ્વરઃ પ્રીયતાં ન મમ."**

## ભોજનવિધિ.

પીરસાયેલા પાત્રને થોડા જલથી પ્રોક્ષણ કરી તેમાંથી "**ભૂપતયે નમઃ । ભુવનપતયે નમઃ । ભૂતાનાં પતયે નમઃ ।**" એ ત્રણ મંત્રો બોલી, ત્રણ વાર થોડું થોડું અન્ન ભોજનપાત્રની બહાર મૂકી, એક વાર આચમન કરી, બે આંખોએ જલનો સ્પર્શ કરી, સ્થિરતાથી જમવું.

## ત્રીજો પહોર.

ભોજન કર્યા પછી એઠાં-અજીઠાં-વાસણ તથા જલપાત્ર આદિ માંજી, ભોજન કરાયેલા સ્થલને તથા ચૂલાને લિંપી શુદ્ધ કરી, દિવસનાં જે જે અગત્યનાં કામો હોય તે તે સંભારીને કરી લેવાં ને તે પછી નિશ્ચિંત થઈ પ્રીતિપૂર્વક ઘણા ઉત્સાહથી પોતાને જેમાંથી સદ્બોધ મળે એવાં પુસ્તકો જેવાં કે શ્રીયોગવાસિષ્ઠ-મહારામાયણ, શ્રીવાલ્મીકિરામાયણ, મણિરત્નમાલા, ભામિનીભૂષણ, સાવિત્રીચરિત્ર કિંવા બીજાં સતીઓનાં ચરિત્રો તથા મહાનુભાવ પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્માપ્રણીત શ્રીમદ્ભગવદ્ગીતાની સરલા તથા રહસ્યપ્રદીપિકા ટીકા, સદુપદેશદિવાકર, સુબોધકલ્પલતા, સ્વાભાવિકધર્મ, મનુષ્યમિત્ર, પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ, યોગકૌસ્તુભ, પરમપદબોધિની અને શ્રીઉપદેશગ્રંથાવલિના સમગ્ર અંકો, તેમજ તેથી જો પોતાની બુદ્ધિ વિશેષ સૂક્ષ્મ હોય તો શ્રીપાતંજલયોગદર્શન, શ્રીવેદાંતદર્શન, શ્રીસાંખ્યદર્શન

અને શ્રીઉપનિષદો ઇત્યાદિ પુસ્તકો નિત્ય નિયમ રાખીને લક્ષ્યપૂર્વક વાંચવાં. વિષયવાસના વધારનારા શૃંગારી ગ્રંથો કદીપણ વાંચવા નહિ.

## ચોથો પહોર તથા સાયંકાલનું કર્તવ્ય.

દિવસના ચોથા પહોરમાં ઘરમાં રહેલાં વસ્ત્રો તથા વાસણ વગેરેની યોગ્ય વ્યવસ્થા કરવી. સાયંકાલ થતાં સત્વર પવિત્ર થઇ ઘીનો દીવો પ્રકટી, **"દીપો જ્યોતિઃ પરં બ્રહ્મ, દીપો જ્યોતિર્જનાર્દનઃ; દીપો હરતુ મે પાપં, સંધ્યાદીપ નમોસ્તુ તે."** એ મંત્ર બોલી, દીવાની પ્રાર્થના કરી, નમસ્કાર કરવો, ને તે પછી ઘરમાં જોઇતા પ્રકાશમાટે તેલ આદિના બીજા દીવા પ્રકટવા. તે પછી આચમન-પ્રાણાયામ કરી **"શ્રીશિવાય નમઃ ।"** એ મંત્રનો અવકાશપ્રમાણે જપ કરવો. દીવો દક્ષિણદિશાભણીના મુખે મૂકવો નહિ.

## રાત્રિનું કર્તવ્ય.

રાત્રિએ પહેલા પહોરમાંજ ભોજન થઇ જાય તેમ કરવું; ને એઠાં વાસણ તુરત માંજી નાંખવાં, પણ વાસી રહેવા દેવાં નહિ. તે પછી સ્વચ્છ સ્થલે ઉત્તરદિશાવિના બીજી ગમે તે દિશાભણીના ઓસીકાએ સુઇ રહેવામાટે પલંગ કે પથારી પાથરી તૈયાર કરવાં, ને તેના પાસે જલપાત્ર તથા પ્રાતઃકાલમાં ઊઠી તુરત દર્શન કરવામાટે પોતાના સ્વામી, સદ્‌ગુરુ કે ઇશ્વરની છબી અને અનુકૂલતા હોય તો યોગ્ય સ્થલે બળતો દીવો રાખી, રાત્રિના બીજા પહોરમાં રાગદ્વેષમાં ગુંથાયેલા પોતાના ચિત્તને પતિસેવાથી શાંત કરી, પવિત્ર થઈ, શ્રીપરમાત્મારૂપ પતિનું સ્મરણ કરતાં નિદ્રાવશ થવું. વિધવાએ શ્રીપરમાત્માનું ભજન કીર્તન કે સ્મરણ-ધ્યાન કરી, શ્રીઇશ્વરનું નામસ્મરણ કરતાં નિદ્રાવશ થવું.

## કુમારિકાના ધર્મ.

કુમારિકાઓએ પોતાને જન્મ આપનાર, તથા ઘણા કષ્ટે પાળી-પોષી ઉછેરી મોટાં કરી, વિદ્યા, વિવેક, વિચાર અને વ્યવહારી જ્ઞાનનું શિક્ષણ આપી, નિરંતર ભલું ઇચ્છનાર, માતા-પિતાવિષે ઘણા પ્રેમથી પૂજ્યભાવ રાખી, ક્યારે પણ તેમની આજ્ઞાનો ભંગ ન કરતાં પોતાનાથી બનતી સેવા કરવી, તથા તેમને પોતાના કામ-કાજ અને વર્તનથી સંતોષ આપવો; પણ તેઓ દુભાય તેવું કદાપિ કરવું નહિ. નિત્ય પ્રાતઃકાલ થતા પહેલાં ઊઠવું; ને આંખો તથા મોં ધોઈ, ઝાડે જંગલ જઈ આવી, દાતણ કરીને નહાવું. ટાઢની ઋતુમાં પણ કોઇ દિવસ નહાવામાં આલસ્ય કરવું નહિ. માથાના વાળ જૂઓ પડે એવા મેલા નહિ રાખતાં નિત્ય ઓળી-ચોળી સ્વચ્છ રાખવા. લૂગડાં મેલાં તથા પરસેવાથી ગંધાતાં નહિ રાખતાં ચોખ્ખાં રાખવાં. પ્રતિદિન નહાયા પછી સૂર્ય-નારાયણને, ઘરમાં અગ્નિ હોય તો અગ્નિનારાયણને, અને દેવ હોય તો દેવને પ્રણામ (નીચે બેસી, બે હાથ જોડી ભૂમિપર રાખી, તે પર માથું મૂકી પગે લાગવું તે,) કરી, માતા-પિતા ને ઘરમાં બીજાં કોઇ વૃદ્ધ હોય તો તેમને, તથા મોટા ભાઇ ભોજાઇ અને મોટી બેનને પ્રણામ કરવો. પોતાને ઘેર માતા-પિતાના પૂજ્ય ગુરુ કે કોઇ પવિત્ર સંતસાધુ અથવા બ્રાહ્મણ આવે તો તેમને પણ પ્રણામ કરવો. તે પછી પોતાની માતાને પૂછી ઘરમાં સંજવારી કાઢવાનું, વાસણ માંજવાનું, દાળ-ચોખા વીણવાનું, લોટ ચાળવાનું, પાણી ગાળવાનું કે એવાં બીજાં જે જે ઘરનાં અગત્યનાં કામ પોતાનાથી બને એવાં હોય તે સાવધાનીથી કરવાં, ને જે કામ પોતાને ન આવડતું હોય તે કામ શિખવાનો ઉત્સાહ રાખી બતાવ્યા પ્રમાણે ચિત્ત રાખીને કરવું. રસોઇનું કામ પણ થોડું થોડું પોતાની માતાની અથવા રસોઇ કરનારની પાસે બેસી ઉત્સાહ રાખી શિખતાં રહેવું.

ને પોતાને આવડેલું રસોઇનું કામ કરવાનો જ્યારે પ્રસંગ આવે ત્યારે ધીરે રહી, સાવચેતી રાખી, પહેરેલું લૂગડું સંકોરી, શરીરે દઝાય નહિ ને રાંધવાની વસ્તુ દાઝી કે બળી જાય નહિ તેમજ તે કાચી કે પાણીપોચી રહે નહિ તથા તેમાં મીઠું, મરચું, હળદર આદિ મશાલો જોઇતોજ પડે પણ વધુ ઓછો પડે નહિ, એમ લક્ષ રાખીને રસોઇનું કામ કરવું. જેમાં પોતાને સમજણ ન પડે તેમાં આગવું ડહાપણ ન કરતાં પોતાની મા કે કોઈ વડિલને પૂછીને કરવું. જે બાલકીઓ નાનપણમાં આલસુ થઈ ઘરના કામકાજમાં ને રસોઇના કામમાં અણશિખાઉ રહે છે તે મોટપણમાં બહુ દુઃખી થાય છે; ને જે તે કામમાં કુશલ હોય છે તે સૌને વહાલાં થઇ માન પામે છે. ડાહી કન્યાઓએ રીસાળ કે રોતડ સ્વભાવ રાખવો નહિ. જમવામાં ભૂખજેટલું જમવું; પણ સ્વાદીઆ પદાર્થો હોય ત્યારે બહુ જમાય ને સ્વાદવિનાના હોય ત્યારે ભૂખ્યાં રહેવાય એવી કુટેવ રાખવી નહિ. પોતાના ઘરમાં જે રંધાયું હોય તેજ નિરાંતે બેસી ભૂખપ્રમાણે જમવું; પણ તે પછી આખો દિવસ જે હોય તે કાચુંકોરું બૂકવાની ટેવ ન રાખવી, કેમકે તેથી શરીર બગડે છે. બહુ ખાટા બહુ ગળ્યા બહુ તીખા બહુ ગરમ અને ન પચે એવા પદાર્થો ખાવા નહિ, કારણ કે તેથી અજીર્ણ, ઊધરસ, તાવ, સલેખમ, ખસ, આંખો આવવી કે માથું દુઃખવું ઇત્યાદિ રોગો થવાથી દુઃખી થવું પડે છે. સારું સારું ખાવાની લાલચુપણાની, ઘરમાંથી છાનુંમાનું ચોરી ખાવાની, કે એકલું ખાવાની કૂટેવો પણ રાખવી નહિ. માતા-પિતા જે કાંઈ ખાવાપિવાની કે ઓઢવાપહેરવાની વસ્તુ પ્રેમથી આપે તેમાં ઓછુંવધતું માની રીસાવું નહિ. ઘરનાં માણસો જમી રહ્યા પછી એઠું અબોટ કાઢવાના કામમાં પણ પોતાની માને બને તેટલી મદદ

આપવી. કુમારિકાઓએ કોઈ સદાચરણી શાંત અને ધર્મિષ્ટ સ્ત્રીશિક્ષક અથવા તેવાજ કોઈ વૃદ્ધપુરુષશિક્ષકપાસેથી દેશભાષા (ગુજરાતી)નું, ધર્મભાષા (સંસ્કૃત)નું અને બની શકે તો રાજભાષા (ઇંગ્રેજી)નું ઉપયોગજેટલું જ્ઞાન અવશ્ય મેળવવું; અને તેની સાથે ભરવાની, શિવવાની, ગુંથવાની અને ચિત્રની કળાઓ પણ શિખવી જોઇએ. તેમજ આરોગ્યના ( શરીર નીરોગી રાખવાના ) નિયમો પણ સારી પેઠે જાણવા જોઇએ. એ રીતે કુમારિકાઓને વિદ્યાકળાઓના જ્ઞાનસાથે સાધારણ ધર્મ-નીતિનું જ્ઞાન પણ અવશ્ય મેળવવાનુ છે. પોતાનો ને પારકો સૌનો જીવ સરખો જાણી કોઈ નાના મોટા પ્રાણીને દુઃખ દેવું કે મારવું નહિ. જેવું દીઠું કે સાંભળ્યું હોય તેવુંજ વધઘટ કર્યા વિના સાચ્યું બોલવું. વિના ખપે બહુ બોલવાની, તોછડા કે ભુંડા શબ્દો બોલવાની, બહુ ઘાટો કાઢી કે છણકા-છાકોટા કરી બોલવાની અને ચાડી ખાવાની ટેવ રાખવી નહિ; પણ ખપજેટલુંજ નરમાશથી મીઠી વાણીમાં બોલવાની ટેવ પાડવી. હલકી વસ્તુની પણ ચોરી કરવી નહિ. નિરંતર પવિત્ર રહેવુ. જ્યાં ખેલ-તમાસા કે ભવાઇ થતી હોય તથા જ્યાં છોકરાઓ રમતા-ગાતા કે હસતા-બોલતા હોય ત્યાં, જવું બેસવું કે ઊભાં પણ રહેવું નહિ. નદી તળાવ કે વાવ-કૂવાપર એકલાં જવું નહિ, ને જવું પડે તો શરીર સંભાળવાનું ભૂલવું નહિ. પોતાના જેવડી જે બાળાઓ હોય તેમની સાથે બેસવું રમવું ભણવું કે ગાવું; પણ તેવો પ્રસંગ છોકરાઓસાથે પાડવો નહિ. જે કન્યા ઉંચા કુળની, ઉંચી જાતની તેમાં પણ ડાહી, શાંતસ્વભાવની, સારા ગુણવાળી, સારી આવડયવાળી, સારી સમજણવાળી, ને સારી ચાલની હોય તેનોજ સંગ કરવો, તથા બેનપણું બાંધવું, પણ જે નીચી જાતની, ઉદ્ધત, ઉછાંછળી, વઢકારી, આળસુ, નિર્લજ્જ, દુરાચારી અને દુર્ગુણી હોય તેનો સંગ કે બેનપણું રાખવું નહિ. કુમા-

રિકાઓને કરવાયોગ્ય જે જે વ્રતો ગૌરીપૂજા, (ગોરો), ગાયવ્રત, તુલસીવ્રત, ચાંલ્લાવ્રત, રવિવાર કે સોમવારનું વ્રત તથા શિવપાર્વતીનું વ્રત હોય તે તે પોતાના દેશાચાર કે કુલાચારપ્રમાણે માતા–પિતા તથા ઘરના કોઇ વડિલની આજ્ઞા લઇને કરવાં. ગોરોના દિવસોમાં કેટલીક અણુસમજુ છોડીઓ ભેગી થઇ નિર્લજ્જપણે ન બોલાય એવા ભુંડા શબ્દો બોલે છે, કુટે છે, ને ફટાણાં ગાય છે, જેથી એવા નીચ કૃત્યથી તેમના ગોરોના વ્રતના પુણ્યકરતાં પાપ બહુ વધી જાય છે. તેથી ગોરીમાતા પણ તે પાપી અને દુષ્ટ કન્યાઓઉપર બહુ કોપ પામી, તેમના પાપકર્મનું ફલ આપી તેમને બહુ દુઃખી કરે છે, માટે ગોરોના તથા બીજા કોઇ વ્રતઉપવાસના દિવસોમાં તો ટાઢા પાણીએ નહાવું. એક વાર ખાવું, પથારીએ સુવું, સાચું બોલવું, ને નિયમપ્રમાણે સાંજસવાર પવિત્ર થઇ તેના દેવનું પૂજન કરવું. તથા પોતાની સારા આચરણવાળી બેનપણીઓસાથે શ્રીશંકર, શ્રીવિષ્ણુ, શ્રીસૂર્ય, શ્રીગણુપતિ તથા શ્રીલક્ષ્મી શ્રીસરસ્વતી અને શ્રીપાર્વતીજીની સ્તુતિની અથવા પવિત્ર સતીઓનાં ચરિત્રોની ગરબીઓ કે કીર્તનો ગાવાં. કિંવા સારાં ધર્મ નીતિનાં પુસ્તકો વાંચવાં. પહેરવાઓઢવામાં બહુ સાદાઇ રાખવી; પણ સારાં સારાં ઘરેણાં કે નવનવાં લૂગડાં પહેરવાનું મન ન કરવું, કારણ કે તમે જેવાં સારાં ઘરેણાં લૂગડાં પહેરવાથી નહિ શોભો તેવાં તમારા સારા ગુણ અને ડહાપણથી શોભશો. માટે બેનો ! જો તમારે સુખી થવું હોય તો જ્યાં ત્યાંથી સારા ગુણ અને શાણપણ શિખજો.

## ઉંચા કુલની વહુઓના ધર્મ.

નવોઢા, પ્રૌઢા તથા સર્વ સોભાગ્યવતીઓએ સમજવું જોઇએ કે આ શરીરપર પ્રથમ કુમારિકાસ્થિતિમાં શરીરને જન્મ આપનાર માતા

–પિતાના મમત્વનો અધિકાર હોવાથી તેમના સ્વાધીનમાં રહેવાનું હતું; તે તેમણે હવે તેજ આ શરીરને લગ્નવેળાએ હસ્તમેલાપ કરતાં જમણો હાથ લઇ પતિના જમણા હાથમાં મૂકી કન્યાદાન કરી, પોતાના મમત્વનો અધિકાર ઊતારી સગાં–સંબંધી અને જ્ઞાતિ તથા અગ્નિ આદિ દેવોની સાક્ષીએ પતિના સ્વામિત્વનો (ધણીપણાનો) અધિકાર સિદ્ધ કરી આપ્યો છેઃ તેથી હવે માતા–પિતાનો અધિકાર મટી પતિનો થયેલો છે, માટે નિરંતર તેમનાંજ વશવર્તી થઇ રહેવું. શરીર સ્વામીનું, ને શરીરસાથે તેને પ્રેરનારું મન પણ સ્વામીનું, તેમજ તે શરીરના નિમિત્તથી પોતાને આવી મળેલાં વસ્ત્રાલંકાર અને ધન પણ સ્વામીનાં છે; એ અહર્નિશ સ્મરણમાં રાખી તન–મન અને ધનથી તેઓ પોતાના ઉપર નિરંતર પ્રસન્ન રહે એવું કર્તવ્ય કુલીન વધુઓનું છે. સ્ત્રીઓએ પરણ્યા પછી પિતાનું ઘર એ પરઘર અને પતિનું ઘર એજ પોતાનું ઘર જાણવું. શીતલ કિરણો અને ઉજ્જવલ પ્રકાશથી લોકોના નેત્ર તથા શરીરને આનંદ આપનાર ચંદ્ર પણ જેવો રાત્રિરૂપ પોતાના ઘરમાં શોભે છે તેવો તે દિવસે સૂર્યના પરઘરમાં રહી દેખાતો છતાં શોભતો નથી; તેમ પરણેલી સ્ત્રી જેવી પોતાના સાસરામાં રહીને શોભે છે તેવી તે ગુણના ભંડારરૂપ હોય તોપણ પીયર કે મોસાળમાં રહેવાથી શોભતી નથી. સ્થાનભ્રષ્ટ થયેલો રાજા પ્રધાન કે કોઇ અધિકારી તથા બ્રાહ્મણ, મેઘ, દાંત, કેશ (વાળ) અને નખ, જેમ શોભતા નથી તેમ કુલીન સ્ત્રી પણ પતિના ઘરરૂપ સ્થાનથી ભ્રષ્ટ થઇને બાપ, ભાઇ કે મામાને ઘેર રહેવાથી શોભતી નથી. સહસ્ર સદ્‌ગુણો હોય, પરંતુ પતિવિમુખતા(પતિથી અણબનાવ)નો એકજ અવગુણ સ્ત્રીમાં હોય તો તેના સહસ્ર ગુણો પણ કેવલ દોષરૂપ મનાય છે; પરંતુ સહસ્ર દોષો હોય ને પતિસેવાનો માત્ર એકજ ગુણ જો તેનામાં હોય તો તે સહસ્ર દોષોને ઢાંકી

માણસો ગુણરૂપ ગણે છે, માટે ક્યારે પણ પોતાનો સ્વામી અસંતુષ્ટ થાય એવું આચરણ સ્ત્રીએ કરવું નહિ. લગ્નક્રિયામાં સપ્તપદીના પૂજન-સમયે વર-કન્યા સામસામી સાત પ્રતિજ્ઞાઓ કરે છે તેમાં કન્યાની સાત પ્રતિજ્ઞાઓ આ પ્રમાણે છે:-

કન્યા વરને કહે છે:-હે સ્વામી! મેં આ મોટું સૌભાગ્ય આપનાથી મેળવ્યું છે, ૧. માટે આપ જે રળી લાવશો તેમાં હું ઘરનો નિર્વાહ કરી સંતોષ માનીશ. ૨. તેમજ હું નિત્ય આપની આજ્ઞા પાળીશ. ૩. તથા હું પવિત્ર થઈ, સારા શણગાર ધારણ કરી, મન વચન અને કર્મવડે આપની સાથે રમીશ. ૪. દુઃખમાં ધીરજ રાખનારી ને સુખમાં પ્રસન્ન થનારી હું આપના સુખદુઃખમાં ભાગિયણ છું. આપની આજ્ઞાવિના હું કોઇ સ્થળે જઇશ નહિ. ૫. સુખેથી હું આપના ઘરનાં બધાં કામ કરીશ, સાસુ-સસરાની સેવા ને બંધુઓનો સત્કાર કરીશ, અને જ્યાં આપ ત્યાં હું ને હું ત્યાં આપ એમ આપની સાથે એકતાથી વર્તીશ. હું પ્રતિજ્ઞા ભંગ કરીને આપને કદાપિ ઠગીશ નહિ, ને આપ પણ મને ઠગશો નહિ. ૬. હું હોમ-યજ્ઞાદિના કામમાં નિત્ય આપને સાહાય્ય કરીશ, તથા ધર્મ, અર્થ અને કામસંબંધી કાર્યોમાં આપના મનની ઇચ્છાપ્રમાણે વર્તીશ. ૭. આ મારી પ્રતિજ્ઞાઓના બ્રાહ્મણ, અગ્નિ, દેવ, મારાં માત-પિતા અને સંબંધી વર્ગ એ સર્વે સાક્ષીરૂપ છે.

ઉપરનાં સાત પ્રતિજ્ઞાવચનોનો નિત્ય પાઠ કરી, સ્મરણમાં રાખી તેનું પાલન કરવું; પણ કદાપિ પ્રતિજ્ઞાભંગ થવાય એવું આચરણ ગુણ-વાન્ સ્ત્રીઓએ કરવું નહિ.

પતિની પ્રસન્નતામાટે ઘર અને સઘળાં ઘરનાં સાહિત્યો સ્વચ્છ તથા સુશોભિત રાખવાં; ને સ્વામીના સાનિધ્યમાં પોતાનું શરીર પણ

શણગારયુક્ત સુશોભિત રાખી આનંદમાં રહેવું. રીસ, ક્રોધ કે ઉદાસી એ સ્વામીને બતાવવાં નહિ. ઘરમાં અન્ન, વસ્ત્ર, વાસણ કે ઘરેણાં વગેરે જે જે ઉપસ્કર હોય તેની નિત્ય સંભાળ લઇ, ઘટતી વ્યવસ્થા કરવી; પણ તે બગડતાં હોય તો જોઇ રહી એ તો મારાથી મોટાં હશે તે કરશે, એવી વાટ જોઈ બગડવા દેવું નહિ. પોતાને માથે જે વડિલ હોય તે કામ કરતાં હોય તો તે જોઇ, પોતે બેસી રહેવું નહિ; પણ તેમાં આગળ પડી તેમની પાસેથી વિનયથી માગણી કરી, તે કામ પોતે ધ્યાન રાખીને કરવું. સાસુ, નણંદ, દેરાણી કે જેઠાણીમાં કામમાટે પરસ્પર ચડસાચડસી કરવી નહિ. પોતાને કામ કદાપિ વધારે કરવું પડે તો સહન કરી લેવું; પરંતુ પોતાની શક્તિઉપરાંતનું હોય તો તે કામ બતાવનારને નમ્રતાથી યુક્તિપૂર્વક આજીજીસાથે કહી દેવું. કામ કરવામાં આળસુ સ્ત્રીઓને બેસી રહેવાથી કાંઈ લાભ થતો નથી; પણ જઠરાગ્નિનું મંદપણું, અન્નપર અરુચિ, શરીરની જડતા ને તેથી મન–ઇંદ્રિયોનું પણ ભારેપણું તથા અપ્રફુલ્લિતપણું ઇત્યાદિ દોષોની વૃદ્ધિ થાય છે, તથા સાસરીઆનાં માણસોમાં પણ તે અળખામણી ગણાય છે. જે સ્ત્રી કામકાજ કરવામાં છૂટી તથા કુશળ હોય છે, ને જે તે કામમાં આગળ પડી કામ કરે છે તો તે સાસરીઆનાં સર્વે માણસોને વહાલી થાય છે, તેના પર સૌ સ્નેહભાવ રાખે છે, ને તેની સારી પ્રશંસા કરે છે એટલુંજ નહિ, પણ કામકાજ કરવામાં આવવાથી શરીરમાં વ્યાયામ(અંગકસરત)થી થતા સર્વે લાભો જેવા કે રક્તવાહિનીઓમાં લોહી સારી રીતે ફરી શકવાથી આરોગ્યની વૃદ્ધિ થાય છે, અન્નઉપર રુચિ વધે છે, તથા જઠરાગ્નિ પ્રદીપ્ત થવાથી આહારનું સારી રીતે પાચન થાય છે, એમ થવાથી મન–ઇંદ્રિયોની સ્વસ્થતા વધે છે, તેમજ નિદ્રા–તંદ્રા આદિ દોષો નિવૃત્ત થાય છે, શરીર હલકું થવાથી

ચંચળતા વધે છે, બુદ્ધિ બહુ નિર્મળ થાય છે, ને સ્મરણશક્તિ વધે છે, માટે પોતાને કામ કરવાનું મળતાં તે બનાવનારનો ઉપકાર માની ઉત્સાહથી કરવું.

સંસારમાં સ્ત્રીઓને સર્વ સુખના સ્થાનરૂપ તથા સર્વસ્વરૂપ પોતાનો સ્વામી છે, માટે તે તેમને પરમપૂજ્ય છે. તે માટેજ સ્વામીના શરીરને પ્રકટાવનાર, ઘણા વાત્સલ્ય તથા પ્રેમપૂર્વક પાલન-પોષણ કરનાર, તેને ભવિષ્યના સુખમાટે વિદ્યા, વ્યવહાર અને ધર્મ-જ્ઞાનમાં પ્રવીણ કરનાર તથા કષ્ટે સંપાદન કરેલી ને વહાલામાં વહાલી ધનાદિ વસ્તુઓને પણ પુત્રકરતાં અધિક નહિ માનનાર, પુત્રના દુઃખે દુઃખી ને સુખે સુખી તથા નિરંતર તેને જોઇ પ્રેમાશ્રુ પાડનાર અને અહર્નિશ પોતાના પુત્રનું શુભ ચિંતન કરનાર, કે જેના બદલામાં જોતાં આખા વિશ્વમાં કોઇ મળે નહિ એવાં પોતાનાં સાસુ અને સસરો તેમના વિષે અત્યંત પૂજ્યભાવ રાખી, પોતાનાં માતા-પિતા-તુલ્ય સ્નેહ રાખી તેમને કદાપિ દુભાવા ન દેતાં પ્રસન્ન રાખીને તેમની સેવા કરવી. પતિના શરીર, ચાતુર્ય, વિદ્યા, જ્ઞાન, ઘર અને ધનાદિ અલંકાર આદિથી જે જે સુખો સ્ત્રીઓને મળે છે, તે તે સઘળો તે વૃદ્ધોનોજ પ્રતાપ છે એમ માની કુલવાન્ માતા-પિતાની પુત્રીઓએ નિર્મળ ભાવે સાસુ-સસરાની યોગ્ય સેવા કરવા ચૂકવું નહિ. કદાપિ તેઓ તામસી, જાડી બુદ્ધિનાં, અણસમજુ, ચીઢીઆ સ્વભાવનાં, અદે-ખાં, જૂના વિચારનાં, ગ્રામ્ય આચાર-વિચાર તથા વર્તનવાળાં ને વઢકારાં હોય, તથાપિ ચતુર સ્ત્રીઓએ તે વૃદ્ધોના દોષો ન જોતાં પોતાના શાણપણથી, વિવેકથી, નમ્રતાથી તથા બુદ્ધિચાતુર્યથી તેમને વશ કરી, વા પ્રથમ તેમના સ્વભાવને મળતાં રહી તેમની પ્રીતિ મેળવી લેવી; કે જેથી તેઓ પોતાને વિરુદ્ધ જણાય નહિ. ચતુર સ્ત્રીઓની ચતુ-

બુદ્ધિ, વિદ્યા, ડહાપણ અને સદ્‌ગુણોની ખરી કસોટી ત્યારેજ થાય છે કે જ્યારે પારકાં પોતનાં કરી સાસરિયામાં પોતાનો સમાવેશ કરી શકાય, તથા વિ-રુદ્ધ સ્વભાવનાં શ્વસુરપક્ષનાં સઘળાં માણસોની પોતાના પર પ્રીતિ મેળવી લેવાય, અને સાસરામાંજ પોતાને સ્વર્ગસમાન સુખનો અનુભવ થાય. વૃદ્ધોની સેવા કરનારનાં આયુષ્ય, વિદ્યા, કીર્તિ, અને બલ એ ચારની વૃદ્ધિ થાય છે, માટે પોતાનાં સાસુ–સસરો કે ઘરમાં કોઈ વૃદ્ધ હોય તેમની નિત્ય ઘટતી સેવા કરવી. સાસુ આદિ વૃદ્ધ સ્ત્રીવર્ગની અગત્ય પડે અંગસેવા વહુઓએ કરવી; ને સસરા આદિ વૃદ્ધ પુરુષવર્ગની અશક્ત સ્થિતિમાં અંગસેવા, પોતાના સ્વામી, જેઠ કે દિયર આદિ પાસે કરાવવી, તથા તે સમયે તેમને જોઇતાં બાહ્ય સાધનો પાસે રહીને પૂરાં પાડવાં. વૃદ્ધ પુરુષવર્ગની સેવા બેભાન સ્થિતિમાં અન્ય પુરુષોને અભાવે જાતે પણ કરવી. પગની ઘુંટી ઢંકાય ત્યાંસુધી વસ્ત્ર પહેરવું; એથી ઊંચું નહિ. કાપડું કે ચોળી પહેર્યા વિના ફરવું નહિ. કામવિના જ્યાં ત્યાં ફરવાની ટેવ રાખવી નહિ. અવસ્યના કામે બહાર જવું પડે તો કોઈ વૃદ્ધ તથા પવિત્ર સ્ત્રીઓની સાથે જવું; અને ત્યાં પ્રયોજનજેટલુંજ ટકવું. માર્ગમાં ડાબો ખભો ઊઘાડો રાખી ચાલવું નહિ. બહુ ઊતાવળાં કે છેલ સ્ત્રીઓની પેઠે ચટક–મટક ચાલવું નહિ. માર્ગમાં કોઇ શ્વસુર-પક્ષના માન–મહત્તાવાળા પુરુષો સામા મળતાં તેમની મર્યાદા લોપી સામાં થઇને ચાલવું નહિ, પણ એક પડખે પુંઠ ફેરવીને ઊભા રહેવું. માર્ગે ચાલતાં સામા મળતા જે તે પુરુષોસામું આડું–અવળું ન જોતાં પોતાને ઠેસ ન વાગે, કાદવ–કાંટાવાળા કે અપવિત્ર સ્થળમાં પગ ન પડે, અથવા કોઇ જીવ–જંતુઉપર પોતાનો પગ ન આવે એમ નીચી દૃષ્ટિએ માર્ગસામું જોઇને ચાલવું. માર્ગમાં ઉભાં રહીને પોતાના સંબંધી વર્ગના પુરુષસાથે પણ વાત કરવી નહિ. પોતાની

છાતી, નાભીનો ભાગ અને ગુહ્ય અવયવો વૃદ્ધ વૈદ્યને પણ બતાવવાં નહિ. દાંત બહાર દેખાય તેમ છૂટે મોઢે હસવું નહિ. પોતાના પતિવિના બીજા કોઇ પુરુષસાથે એક દૃષ્ટિ કરીને (નજર મેળવીને) વાત કરવી કે બોલવું નહિ. પતિવ્રતાઓ પરપુરુષને શબ (મુડદું), સર્પ કે વ્યાઘ્રજેવો માની તેથી બહુ દૂર રહે છે, તથા તેનું મુખ ભાદરવાની અજવાળી ચોથના ચંદ્રજેવું દૂષિત–ન જોવાયોગ્ય–જાણી દૂરથી અનાયાસે પણ તે ન દેખાય એટલા માટે મુખ આડું વસ્ત્ર રાખે છે. તેથી ગુજરાત કાઠિયાવાડની સ્ત્રીઓનો લાજ કાઢવાનો ચાલ નિંદવાયોગ્ય નહિ, પણ વખાણવાયોગ્ય છે; માટે જે દેશ કે જ્ઞાતિની સ્ત્રીઓમાં તે લાજ કાઢવાનો સંપ્રદાય ન હોય ત્યાં તેનું અવશ્ય અનુકરણ થવું જોઇએ. લાંજ ન કાઢવાથી કામી પુરુષો ક્રમે દૃષ્ટિ એક કરવાનો, છૂટથી બોલવાનો, અને એકાંત લેવાનો ઉપાય રચી સ્ત્રીઓના શીલનો ભંગ કરવાનો ઉપાય સાધી શકે છે, માટે પોતાનાં યુવાવસ્થાનાં ત્રિશ વર્ષ વિત્યા સુધી પોતાનું શ્રેય ઇચ્છિનારી ઉત્તમ કુલની સ્ત્રીઓએ લાજમલાજાના ચાલનો ન્યૂનમાત્ર પણ પરિત્યાગ કરવો નહિ. સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં એ લાજ–મલાજાનો વૃદ્ધ સંપ્રદાય ઘણા સદ્વિચારથી પ્રવર્તેલો છે. પોતાના પતિવિના અન્ય પુરુષનું મુખ ન જોવું એ હેતુને લીધેજ રાજકુટુંબની સ્ત્રીઓમાં અંતઃપુરમાં રહેવાનો અથવા પટાંતરે ( ઑઝલ ) રહેવાનો સંપ્રદાય પ્રવર્તેલો છે કે જે બહુ મહત્ત્વવાળો હોવાથી પાલન કરવાયોગ્ય છે. જે અંતઃપુરમાં રહેનારી–જનાનાની સ્ત્રીઓ આ નિયમનું પાલન કરીને પર પુરુષોનું મુખ જોતી નથી, તેમની દૃષ્ટિની ચંચળતા ન વધવાથી નેત્રના દિવ્ય બળની વૃદ્ધિ થાય છે, ને તેથી તેમનું મનોબળ પણ બહુ વધે છે, ને એવા મનોબળવાળી સ્ત્રીઓજ પ્રજાના સમસ્ત સુખના આધારરૂપ શૂર કુમારોને જન્મ

આપી વીરમાતાઓની ગણનામાં ગણાય છે. સુલક્ષણી સ્ત્રીઓએ પતિના સંબંધીઓને તુંકારે કે તોછડી વાણીમાં ન બોલાવતાં તેમનું માન જળવાય એવા સુશોભિત શબ્દોથી બોલાવવાં. વિના પ્રયોજને બહુ બોલવાની ટેવ વહુઓએ રાખવી નહિ; પણ પ્રયોજનપૂરતું મીઠી વાણીમાં બોલવું. ઘરમાં સાસુ કે સ્વામી જે રિસામણની અથવા કોઇ હાનિ-લાભની ગુપ્ત વાર્તા કહે તે અન્ય મનુષ્યોઆગળ પ્રકાશ કરવી નહિ. સોનારૂપાનાં ઘરેણાં કે કોઇ મૂલ્યવાન્ પદાર્થો મૂકવાનાં સ્થળો જ્યાં ત્યાં મળી આવે છે, પણ અંતરની વાત કહેવાનાં સ્થળો મળતાં નથી, માટે સાંભળેલી વ્યવહારની કે પરમાર્થની ગુપ્ત વાર્તાઓ અંતરમાં રાખવાનું મનોબળ વધારવું જોઇએ. સ્વામીના સંબંધીઓ સાથે દ્વેષ કરવો નહિ, પણ તેમનો યોગ્ય સત્કાર કરવો. સાસુ-સસરામાં પોતાનાં માતા-પિતાજેવો, મોટી નણંદમાં પોતાની બેનજેવો, જેઠ-જેઠાણીમાં પોતાનાં મોટાં ભાઇ-બેનજેવો કિંવા માતા-પિતાજેવો, અને દિયરમાં તથા નાની નણંદમાં પોતાનાં પુત્ર-પુત્રીજેવો ભાવ રાખી તેમનાં યોગ્ય રીતે સેવા, સત્કાર અને પોષણ કરવાં; પણ તેમના ઉપર અદેખાઇ કરી દુભવવાં નહિ. સગાંસંબંધીના મરણપ્રસંગમાં રોવા-કૂટવાથી વડાઇ માનવી નહિ. અનાર્ય લોકોના હોળી ખેલવાના કુચાલમાં કુલીન સ્ત્રીઓએ ભાગ લેવો નહિ; કારણ કે તે કેવળ અંધ-મેરૂપ છે. વિવાહાદિ માંગલિક પ્રસંગમાં પોતાનું મુખ લજવવા ફટાણાં ગાવાં કે ગવરાવવાં નહિ. ગાવાં તો માત્ર શાસ્ત્રીય ગીતોજ ગાવાં. તથા આ નીચે દર્શાવેલા સૌભાગ્યવતી સ્ત્રીઓના વિશેષ ધર્મોને સારી રીતે સમજી પોતાના વર્તનમાં લાવવા.

## સૌભાગ્યવતી સ્ત્રીઓના વિશેષ ધર્મ.

પવિત્ર સાધ્વી સ્ત્રીએ પોતાને સદ્ગતિ આપનારું પોતાનું પાતિ-

પ્રત્ય છે એમ સમજીને નિરંતર તન, મન અને ધનથી પતિસેવાપરાયણ રહેવું. પોતાનો પતિ ગુણવાન્ કે ગુણવગરનો હોય તથાપિ તેને ઇશ્વરરૂપ-જ માની, તેનાથી વિરુદ્ધ ક્યારે પણ વર્તવું નહિ. પ્રાણાંતે પણ પતિના આગળ કડવુ-કઠોર કે અપ્રિય તથા જેથી તેમને રોષ ઉત્પન્ન થાય તથા તેઓ માનભંગ થાય તેવું દુષ્ટ વચન ક્યારે પણ બોલવું નહિ. હસતે મુખે, મધુર વાણીથી, સરલતા અને શાંતિથી, તેઓ પ્રસન્નત્તામાંજ રહે એવી પ્રિય વાણીનો ઉચ્ચાર પતિ-પાસે કરવો. સ્વામીના જમ્યા પછી જમતું, ને સ્વામીના સૂતા પછી સૂવું; પણ તેમના પહેલાં ઊઠવું. પોતાનું શરીર અને પહેરવાનાં વસ્ત્રો મલિન રાખવાં નહિ. પોતાના સ્વામીના આયુષ્યની વૃદ્ધિમાટે સુજ્ઞ સ્ત્રીએ કપાળમાં કંકુનો ચાંલ્લો કરવો, આંખમાં કાજલ આંજવું, ચોળી વા કાપડું પહેરવું, પાન ખાવું, અને કોટે મંગળસૂત્ર પહેરવું, નિત્ય માથામાં સુગંધી તેલ નાંખી વાળ ઓળી-ગુંથી-અંબોડો બાંધવો, હાથે કંકણ-કડાં કે ચૂડીઓ વા બલોયાં પહેરી રાખવાં, અને કાને ટોળિયાં કે કાપ આદિ પહેરવાં. એ સૌભાગ્યવતીઓના અલંકારો તેણે ક્યારે પણ શરીરથી દૂર કરવા નહિ. દ્વિજો જેમ ઉપવીત દૂર કરતા નથી તેવીજ રીતે સૌભાગ્યવતીએ ઉપરના સૌભાગ્ય અલંકારો દૂર કરવા નહિ. પોતાના સ્વામીના આયુષ્યની વૃદ્ધિમાટે તેમના નામનો ઉચ્ચાર કરવો નહિ. એટલાજ માટે પ્રાચીન આર્ય સ્ત્રીઓએ કોઇ અગત્યના સ્થલે પતિના નામનો ઉચ્ચાર ન કરતાં પ્રેમાવેશમાં, દુઃખમાં, ભયમાં તથા ધીરજ ન રહેવાના સમયમાં પણ નિન ! પ્રિયતમ ! વહાલા ! નાથ ! પ્રાણનાથ ! સ્વામિન્ ! શિરોમણિ ! જીવન ! હૃદય ! નયનતારક ! અને ઈશ્વર ! એ નામોથી સંબોધન કરી વ્યવહાર ચલાવેલો જોવામાં આવે છે. પોતાનાથી અધિક વય(ઉમ્મર)ના અન્ય પુરુષોને પિતાસમાન, સમાન વયનાને બાંધવસમાન, અને પોતાનાથી નાની વયના પુરુષોને પુત્ર-

સમાન જાણવા. ક્યારે પણ નિર્લજ્જના જેવું આચરણ કરવું નહિ. એકલાં બહાર કે ગામપરગામ જવું નહિ. જ્યાં ઘણાં માણસોનો સમૂહ ભેગો થવાનો હોય એવા મેળામાં કે જ્યાં કાંઇ ખેલ થતા હોય ત્યાં સુલક્ષણા સાધ્વીએ જવું નહિ શણગાર સજી પ્રયોજનવિના બહાર નીકળવું નહિ. પતિના વિયોગસમયે બ્રહ્મચર્ય પાળવું. સ્વામીની અનન્યભાવે સેવા કરનારી પતિવ્રતા સ્ત્રી સ્વર્ગમાં જાય છે. અનન્યભાવે પોતાના સ્વામીની સેવા કરનારી સ્ત્રી પોતાનો સ્વામી દેવપૂજા, યજ્ઞ–યાગ, પિતૃશ્રાદ્ધ અથવા જે જે સત્ક્રિયા કરે છે, તેમાં તે અર્ધા ફળની ભાગિયણ થાય છે, માટે પોતાના કલ્યાણને અર્થે સૌભાગ્યવતીને બીજા જૂદા કોઇ પણ યજ્ઞ વ્રત કે ઉપવાસ આદિ કરવાની અગત્ય નથી. સ્વામિસેવારૂપ સત્કર્મથીજ તેને ઉચ્ચ લોકની ગતિ પ્રાપ્ત થાય છે, માટે સ્વામીની આજ્ઞાવિના તેણે કાંઈ પણ વ્રતોપવાસાદિ કરવાં નહિ. પ્રત્યેક સધવા સ્ત્રીએ પતિની શ્રદ્ધાભક્તિથી સેવા કરવી.

## સ્ત્રીઓને સામાન્ય ઉપદેશ.

૧ ભાઇ કે બાપ આદિ કોઇ પુરુષની ડોકે વળગી મળવું નહિ, ૨ પરપુરુષને સ્નાન ન કરાવવું, ૩ પરપુરુષને તેલ આદિ ચોળવું નહિ, ૪ પરપુરુષસાથે ગંજીફા આદિની રમત ન રમવી, ૫ પરપુરુષનો છેડો પકડી વાત ન કરવી, ૬ પરપુરુષસાથે હસીને તાળી ન લેવી, ૭ પરપુરુષની ચોટલી ન ઓળવી, ૮ પરપુરુષનું શરીર ન ચાંપવું, ૯ પરપુરુષના હાથની પાનની બીડી ન લેવી, ૧૦ પરપુરુષસાથે એક શય્યાએ બેસવું નહિ, ૧૧ માર્ગે કે શેરીએ પુરુષના સમૂહમાં ન ચાલવું, ૧૨ આપત્કાળવિના ઘોડા ઉપર બેસવું નહિ, ૧૩ જેઠ સસરો સાસુ કે સાસરાના પક્ષનું બીજું કોઈ મોટું હોય તેમની સાથે ઉપહાસ ન કરવો, ૧૪ પરપુરુષ-

સાથે એકાંતમાં રહેવું નહિ, ૧૫ પરપુરુષભણી રાગવાળી દૃષ્ટિ કરવી નહિ, ૧૬ પરપુરુષસાથે સંકેતવાળી ભાષા બોલવી નહિ, ૧૭ દુરાચારી પુરુષો-સાથે ભાષણ ન કરવું, ૧૮ કોઇ પુરુષ દેખે એમ મળમૂત્રનો ત્યાગ કરવા ન બેસવું, ૧૯ જ્યાં પુરુષો સૂતા હોય ત્યાં અમર્યાદપણે ફરવું નહિ, ૨૦ પુરુષોના દેખતાં આળસ મરડવું નહિ, તેમ ઢાંકવાયોગ્ય અવયવોને ઉઘાડા ન થવા દેવા, ૨૧ મીઠા પદાર્થો ખાવાઉપર બહુ રુચિ રાખવી નહિ ને ભોજન પરિમિત કરવું, ૨૨ મોટે સ્વરે બોલવું નહિ તથા હસવું નહિ, ૨૩ અજાણે ઘેર એકલાં જવું નહિ, ૨૪ પિયરમાં બહુ રહેવું નહિ, ૨૫ ઘરની ગુપ્ત રાખવાયોગ્ય વાત કોઇની આગળ કરવી નહિ, ૨૬ સાસરાનું દ્રવ્ય કપટથી પિયરવાળાને આપવું નહિ, ૨૭ ધીરા તથા નીચા સ્વરથી અગત્યનું બોલવું, ૨૮ યોગ્ય અલંકાર પહેરેલા રાખવા, ૨૯ પતિનું અપ-માન થાય ત્યાં ન જવું, ૩૦ ઘરના કામકાજમાં કુશળતા રાખવી, ૩૧ ધણીપ્રતિ પ્રેમ તથા માનથી વર્તવું, ને તેમનાં સગાંને માન આપવું, અને ૩૨ પ્રભુની શુદ્ધ ભાવથી ભક્તિ કરવી.

## સુજ્ઞ સાસુઓના ધર્મ.

દીકરાની વહુ ઘેર આવ્યા પછી, સાસુ—સસરાએ એવી સાવચેતીથી વર્તવું કે તે વહુ પોતાના વર્તનમાં કોઇ જાતના દોષો જોઇ શકે નહિ. જેમ નાનું બાલક પોતાના માતા–પિતાના ગુણદોષ, આચાર–વિચાર અને સઘળી શારીરિક વર્તનની રીતભાતનું અનુકરણ કરતાં શિખે છે, તેમ વહુઓ પણ સાસરે આવી સસરાના ઘરના આચાર, વિચાર, ધાર્મિક રહેણીકરણી અને સાંસારિક રીતભાત જોઇ, તેનું અનુકરણ કરીનેજ વર્તતાં શિખે છે. માટે વહુઓને જો ધર્મ, નીતિ, સદાચાર, સદ્વિચાર, વિવેક, વિનય, સત્ય, ઉદારતા, ક્ષમા, શાંતિ, ધીરજ, સહનશીલતા, ગુણ, ચાતુર્ય, વ્યવહારકૌશલ્ય, અને સઘળી ગૃહવ્યવસ્થા આદિ ગુણોનું શિક્ષણ

આપવું હોય તો, પ્રથમ તે ગુણોનું તેમને સાસુ—સસરાએ પોતાના વર્તનમાંજ દેખાડી આપવું. ચાલે ત્યાંસુધી રજોદર્શન થયા વિના તેને સંસાર–વ્યવહારમાં જોડવી નહિ. જેણે પરઘર કયારે પણ જોયું નથી, પરાયાં મનુષ્યોમાં વસી પરાધીનતાના દુઃખનો એક દિવસ પણ અનુભવ કર્યો નથી, ને માત્ર માતા–પિતાના અનવધિ પ્રેમ–વાત્સલ્યપૂર્વક બાલ્યાવસ્થાનું સુખ ભોગવતાં પિતૃવર્ગના મનુષ્યોનોજ જેને વિશેષ પરિચય થયેલો છે, એવી નવોઢાને પરિચિત મનુષ્યોનો વિયોગ થવાથી સાસરે પ્રથમ અણગમો થાય એ સ્વાભાવિક છે. માટે તેને પોતાના ઘરની માયા થાય, પોતાના મનુષ્યોનો સ્નેહ બંધાય, ને તે આજ હવે મારું નિત્ય રહેવાનું ઘર છે, એમ સારી રીતે સમજે ત્યાંસુધી તેના અણગમાના દિવસો આનંદમાં વ્યતીત થવામાટે સુજ્ઞ સાસુએ ઘટતી યોજના કરવી જોઇએ.

કેટલીક સાસુઓ દીકરાની વહુ પરણીને ઘેર આવી કે તુરતજ, તેના ઉપર પોતાનો દાબ બેસારવા કે વશમાં રાખવા, તેને તુંકારેથી કિંવા તોછડા શબ્દોમાં બોલાવી, અયોગ્ય ધમકી આપી, તેના પ્રત્યેક કામમાં દોષ કાઢી, વારે ઘડીએ લઢયા કરે છે. અંતે તેનો પરિણામ સાસુના ધારવાથી વિરુદ્ધ આવી, સાસુ પોતેજ પોતાનો ભારબોજ ખોઇ હલકી પડે છે. માટે વહુને દુઃખ લાગે એવા શબ્દોમાં બોલાવવાની ખોટી ટેવ ન રાખતાં, સંમાનપૂર્વક બોલાવવી, અને ઘરનાં નાનાંમોટાં માણસ પણ વિવેકપૂર્વક યોગ્યરીતેજ તેને બોલાવે એવી યોજના સાસુએ કરવી જોઇએ. વહુના ઉપર નિરર્થક નિગ્રહ રાખવા ન જતાં, માત્ર જ્યારે તેનાથી કાંઈ વિરુદ્ધ વર્તન થતું જોવામાં આવે ત્યારેજ તેને ક્રોધના આવેશમાં ન જતાં શાંતિથી યુક્તિપૂર્વક બોધરૂપે ઘટતા બે શબ્દો સાસુએ કહેવા જોઇએ; પણ જેનાથી કાંઈ વિરુદ્ધાચરણ થતું નથી, સંસારની

રીતભાત અને ધર્મ–નીતિમાં પોતે કુશલ છે, શ્વસુરપક્ષનાં મનુષ્યોનુંસન્માન સારી રીતે જાળવી શકેછે, વિનયવિવેકબહાર જે પગલું ભરતી નથી, ને ઘરનું કામકાજ પોતાની શક્તિઅનુસાર કરે છે, એવી શાણી તથા વિદ્વાન્ વહુઓના ઉપર એવો અયોગ્ય નિગ્રહ ઉપયોગી નથી. વહુ બાલક હોય કામકાજમાં અજાણી કે અણશિખાઉ હોય તો તેને તે માટે વારંવાર વઢવું નહિ; પણ ન આવડતું કામ સાસુએ સારી રીતે પાસે બેસી ધીરે રહીને શિખવાડવું જોઇએ. તેની અવસ્થા કે શરીરશક્તિના પ્રમાણથી અધિક કામ તેને બતાવવું નહિ: કારણ કે તે લઢવાના ભયથી કાંતો ગજાની બારી કરવા જાય તો જાતે દુઃખી થાય, કાં તે કામ બગડે. વહુ જે કામકાજ કરે તેમાં કદાપિ કોઈ કામ બગડે કે કોઈ વસ્તુની હાનિ થાય તો તેમ થવાનું કારણ પોતાની બુદ્ધિથી શોધી કાઢી તેને શાંતિથી સમજ પાડી બોધરૂપે કહેવું, પણ લઢવાના રૂપમાં કહેવું નહિ, ને હાનિનો પોતે પરિતાપ કરવો નહિ, ને વહુને પણ કરાવવો નહિ. કામકાજમાં પણ તેની અવસ્થા શરીર અને બુદ્ધિની શક્તિના પ્રમાણમાં તેને જોડવી, પણ નિર્દય થઈ તેને દુઃખી કરવાનો ઉપાય સાસુએ કરવો નહિ. બતાવ્યા વિના પોતાના ઉત્સાહથી અથવા અણસમજણથી પોતાની શક્તિથી અધિક કાંઈ ગજાનું કામ કર્યું હોય તો તેને જે શ્રમ થયેલો હોય, કે દુઃખી થઇ હોય, તેની સંભાળ સાસુએ લેવી. પોતાના ઘરમાં બીજી પુત્રની વહુઓ હોય કે પુત્રીઓ હોય તો સાસુએ ઘરકામની વ્યવસ્થા કરી સૌની શક્તિ વિચારી તે કામો વહેંચી આપવાં; પણ તેમાં ભિન્નભાવ રાખી કોઇને અધિક ને કોઇને ઓછું, કે કોઇ એકલુંજ દુઃખી થાય તેમ કરવું નહિ. તેમજ તે વ્યયવસ્થામાં યોગ્યતાપ્રમાણે પોતે પણ ભાગ લેવો. સાસુએ વહુને નિગ્રહમાં રાખતાં, કામકાજ બતાવતાં, પોતાની પૂર્વાવસ્થા સંભારવી જોઇએ, કે હું પણ એવીજ

હતી; ને હવે મહાવરાથી સર્વ કામમાં પ્રવીણ થઇ છું. માટે તે પણ દિવસે દિવસે મોટી થતાં સર્વ કાર્યમાં એની મેળે પ્રવીણ થશે. વહુ ઘરના સર્વ કામમાં કુશલ હોય ને તે રસોઇ આદિનું કામ બુદ્ધિપૂર્વક કરતી હોય તો તેના ઉપર બેસી ચીકણો સ્વભાવ રાખી તેને જે તે ભૂલ કાઢીને વારંવાર ટોકવી નહિ; કારણ કે એમ કરવાથી ઉત્સાહ ભંગ થાય છે, તથા તેનું મન દુઃખાવાથી ચિત્ત વ્યગ્ર થઇ જાય છે, ને તેથી તે કામમાં કુશલ છતાં તેનાથી કામ બગડે છે. વહુના શરીરનું આરોગ્ય નિત્ય સાસુએ જાળવવું, ને તેને કાંઇ પણ તાવ ઉધરસ કે શ્લેષ્મ આદિ વ્યાધિ થઈ આવે તો સાસુએ ઘરના પુરુષોદ્વારા ઔષધોપચારની જોગવાઈ કરી આપવી. ઘણે ઠેકાણે અબળાઓના શરીરમાં મોટા મોટા રોગોએ ઘર કરેલાં જોવામાં આવે છે, ને તે લાજનાં માર્યા કહી શકતાં નથી, તેમજ અજ્ઞાન સાસુ કે ઘરનાં વડિલો તેની સંભાળ લેતાં નથી, જેથી તેઓ છેવટે ભયંકર સ્થિતિએ પહોંચી જાય છે. માટે ઘરના પ્રમુખ માણસે ઘરમાં સર્વ નીરોગ છે કે કેમ? તેની નિત્ય સંભાળ લેવી. દીકરાની વહુ વયે નાની હોય, અભણ હોય, વિદ્યાકળા, ગુણ, ચતુરાઇ તથા બોલવા–ચાલવાના વિવેક–વિનયથી અજ્ઞાત હોય, સ્ત્રીઓનાં અવશ્ય ઉપયોગી કામોમાં પણ અણશિખાઉ હોય, તથા કદ્રૂપી, રોગી, આળસુ કે જડ હોય, નિર્ધનની દીકરી હોય કે નીચા કુલમાંથી આવેલી હોય તો તેના દોષો તેને વારંવાર સંભળાવી તેનું મન દુઃખાય તેમ મહેણાં દઇ વઢવું નહિ; પણ તેનામાં જે સુધરી શકે તેવા દોષો હોય તે તેને સમજાવી. ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપી, સુધારવા, તથા તેનામાં જે જે ગુણોની ન્યૂનતા જણાતી હોય તે તે ગુણો પણ સુજ્ઞ સાસુએ ધીરે ધીરે શિખવાડવા, સાસુનું શાણપણ, પ્રૌઢ બુદ્ધિ, વ્યવહારકુશલતા

તથા વિદ્યા-કલાના જ્ઞાનની ખરી પરીક્ષા ને ખરી કસોટી ત્યારેજ થાય છે કે જ્યારે પોતાને ઘેર આવેલી અજ્ઞ તથા જડજેવી વહુઓ પણ સારાં આચરણોવાળી થઈ સર્વ વ્યવહારમાં ચતુર નીવડે. જેવો હર્ષ દીકરાને પરણાવી વહુને ઘેર લાવવામાટે પ્રથમ હોય છે તેવો હર્ષ તે વહુના આવ્યા પછી નિરંતર એકસરખો રહેતો નથી, માટે તેમ ન રાખતાં સાસુએ વહુના ઉપર નિત્ય સરખોજ પ્રેમ રાખવો. પોતાની જ્ઞાતિમાં પોતાને કુલીનતા પ્રાપ્ત હોય, દીકરાને બીજી વાર પરણાવવા પાસે પુષ્કળ ધન હોય, કન્યાઓની બહુ છત હોય, તેમજ પોતાના પુત્રને બીજી વહુ સહજ મળે તેમ હોય, તોપણ પરણીને આવેલી વહુને સોંધી (લુડી, ગુલામ, ઊંદરડી કે ઢેખાળાસમાન) ગણી તેને દુઃખ દેવું નહિ. પણ તેને પોતાના પુત્ર-પુત્રીસમાનજ ગણવી. જે સાસુઓ વહુઓને પોતાની પ્રજાકરતાં હલકી ગણી દુઃખ દે છે તેઓ ઈશ્વરનાં મોટાં અપરાધી ગણાય છે. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે જેના ઘરમાં ખાવા-પીવાના તથા પહેરવા-ઓઢવાના પદાર્થોથી વહુઓનો સારો સત્કાર થાય છે તેન ઉપર બ્રહ્માદિ દેવો, અર્યમાદિ પિતરો, અને સનકાદિ મનુષ્યો પ્રસન્ન થાય છે. સ્ત્રીઓ ભરણ-પોષણથી સંતુષ્ટ થયેલી હોય તો તે સર્વ સુખન ભંડારરૂપ સ્ત્રીઓ છે, ને જો કોપ પામેલી હોય તો તે ક્રુદ્ધ થયેલ ભયંકર દેવીઓ છે. સન્માન પામેલી સ્ત્રીઓ કુલની વૃદ્ધિ કરે છે, ને અપમાન પામેલી સ્ત્રીઓ કુલનો ક્ષય કરે છે. માટે શ્વસુરપક્ષના કોઈ પણ મનુષ્યે સ્ત્રીવર્ગનું અપમાન કરવું નહિ. જે ઘરમાં સ્ત્રીઓ દુઃખી થાય છે તે કુલ સત્વર નાશ પામે છે, તથા જે ઘરમાં સ્ત્રીઓ સુખી થાય છે તેનું કુલ વૃદ્ધિ પામે છે. માટે સમજણી સાસુએ પોતાના ઘરની સંપત્તિ અનુસાર ભોજન અને વસ્ત્રાલંકારવડે વહુઓનું સંમાન કરી નિરંતર તેમને પ્રસન્ન રાખવી. પોતાના પુત્ર ને વહુ સુખી થવાથી જ આયુષ્ય, ધન, કીર્તિ, સુખ અને પુત્રાદિ સંતતિ પ્રાપ્ત થાય છે, એ

સાસુએ ક્યારે પણ ભૂલવું નહિ. જેના ઘરમાં નિત્ય સાસુવહુનો કજીઓ કંકાસ થાય છે તેના ઘરમાં અલક્ષ્મી, (દારિદ્ર,) દુઃખ, કુલની અવનતિ (પડતી) અને સઘળાં અમંગળ આવી પ્રાપ્ત થાય છે. કલિયુગનો વાસ પણ ક્લેશ-કંકાસમાંજ છે, માટે જ્યાં તે થાય છે ત્યાં કલિ પોતાનો નિવાસ કરી અધર્મ-અનીતિનાં દ્વાર ઉઘાડી ઘરનાં માણસોને થોડા દિવસમાં યમપુરીનું દર્શન કરાવે છે, માટે સાસુએ ક્લેશકંકાસથી બહુ દૂર રહેવું. સાસુ ગમે તેવા શુદ્ધ આચાર પાળે, હરિભક્તિ કરે કે કથા-કીર્તન સાંભળે, પણ તે જો ઘરમાં ક્લેશ કરી વહુને સંતાપે તો તે તેનું સર્વ વૃથારૂપ છે. વળી સાસુએ સમજવું જોઇએ કે મારા પુત્રના સઘળા સુખનો આધાર એ વહુ છે, તથા મારા હવે પછીના વંશની ઉન્નતિનો આધાર એ વહુઉપર છે, ને એ વહુનાથીજ મને પુત્રની પ્રજાનું દર્શન થશે, માટે વહુની પ્રસન્નતા નિત્ય જાળવવી જોઇએ. વહુ અને દીકરો એકાંતમાં વાર્તાવિનોદ કરતાં હોય કે હસતાંબોલતાં હોય તો તેમની છાની ચેષ્ટા જોવાની ટેવ સાસુએ રાખવી નહિ. વહુના દોષો દીકરાની પાસે કહી બતાવી તે ધણીધણીઆણીમાં પરસ્પરને કલહ થાય તેવો ઉપાય સાસુએ કરવો નહિ. તથા બીજી કોઇ રીતે વહુ પોતાને ન ગમતી હોવાથી વહુ અને દીકરાવચ્ચે અણબનાવ થાય એવો યત્ન સાસુએ ન કરવો. તથા કોઇ રીતે ધણી-ધણીઆણીનો વિયોગ થાય તો ઠીક, એવું અશુભ ચિંતન કરવું એ સાસુને યોગ્ય નથી. દીકરાને બીજી સ્ત્રી સુલભતાથી મળે તેમ હોય તોપણ અગત્યના કારણવિના વૈરભાવથી બીજી સ્ત્રી લાવવા સાસુએ પ્રયત્ન કરવો નહિ. કારણ કે એમાં પુત્રનું ઇષ્ટ નહિ, પણ માતાના પોતાના હાથથીજ અનિષ્ટ કરાય છે. જેવી રીતે ઉંદરને દરમાં પેસતાં સર્પનું અને બહાર નીકળતાં બિલાડીનું દર્શન થતાં જેવી દશા તે ઉંદરની થાય છે તેવી દશા બે સ્ત્રીઓવાળા પુરુષની થાય છે,

એવું નીતિશાસ્ત્રનું વચન છે તે સાસુએ વિસારવું નહિ. વહુના સાંભળતાં પોતાના દીકરાને પણ તોછડા શબ્દમાં બોલાવવો નહિ, અયોગ્ય ઠપકો દેવો નહિ, અને લઢવું પણ નહિ. વહુના સાંભળતાં તેના બાપને, માને, ભાઇને કે બેનજઇ આદિ તેનાં પિયરીઆંને તોછડા શબ્દો કહી, ગાળો ભાંડી, તે વહુના મનની લાગણી દુઃખાવવી એ શાણી સાસુને ઘટિત નથી. સાસુએ વહુને મુકી ક્યારે પણ એકલાં ખાવાની ટેવ રાખવી નહિ. ખાવાપીવામાં તેની સારી રીતે સંભાળ રાખવી, કારણ કે લાજને લીધે તે ભૂખી રહે નહિ. કોઇ ફલફલાદિ કે મીઠાઇમેવાના નવાઇના પદાર્થો ઘરમાં આવતાં ભાગે પડતા વહુને પણ સાસુએ આપવા જોઇએ. નિરંતર સમયની એકસરખી સ્થિતિ ન રહેવાના ઇશ્વિરી નિયમના સંકેતને લીધે, સાસુએ પૂર્વાવસ્થામાં ઘરની સારી સ્થિતિ ને વિશેષ વૈભવનું સુખ ભોગવ્યું હોય, ને તે કદાપિ વહુના સમયમાં સ્થિતિએ રૂપ બદલ્યું હોવાથી સાધારણ રીતે નિર્વાહ કરવાનો હોય, કે જેથી સાસુએ દીઠેલા સુખમાં ન્યૂનતા થયેલી હોય, ત્યારે કેટલીક મૂર્ખ સાસુઓ પોતાની પૂર્વાવસ્થાનું સુખ સંભારી વહુને સંતાપવા કહે છે કે, 'તું નઠારા પગલાંની,' 'તું ટુંકા ભાગ્યની,' 'તારા આવવાથી અમારી આવી દશા થઇ,' આવાં દુષ્ટ વાક્યો કહી વિનાકારણે વહુસાથે ક્લેશ કરે છે, પણ સમજતી નથી કે આમાં તો વહુનો એકલીનો નહિ, પણ ઘરનાં સઘળાં માણસોના પ્રારબ્ધયોગનો-જ દોષ છે. આવું નિષિદ્ધ વર્તન સારી સાસુએ કરવું નહિ. સાસુની પૂર્વાવસ્થા સામાન્ય સ્થિતિમાં વિતવાથી સાસુએ જો ઓછા વૈભવનું સુખ જોયું હોય, ને વહુના સમયમાં સારી સ્થિતિ પ્રાપ્ત થયેલી હોવાથી વહુ કદાપિ ખાવા-પીવામાં, ઓઢવાપહેરવામાં કે બીજાં સાંસારિક સુખ ભોગવવામાં સ્થિતિ અનુસાર વર્તતી હોય, તો તે

જોઈ કેટલીક અદેખા સ્વભાવની સાસુઓ પોતે નહિ ભોગવેલાં સુખ વહુને ભોગવતી જોઇને અંતર્માં બળ્યા કરે છે, અને કોઈ કોઇ વાર થતા અંતર્પરિતાપને લીધે વહુસાથે એવી વાંકી વાણીમાં બોલે છે કે, તેના અદેખા સ્વભાવની ને અજ્ઞાનની દીકરો, વહુ અને બીજા લોકો પણ પરીક્ષા કરે છે. માટે પુત્ર તથા પુત્રની વહુનું સુખ જોઇ પ્રસન્ન થવું એ વૃદ્ધોનો ધર્મ છે, એમ સમજી એવા અઘટિત તથા લજાવાં પડવાના કર્તવ્યથી પણ સમજણી સાસુએ દૂર રહેવું. સાસુએ વહુને પોતાના કુલાચારની, નાતજાતની તથા બીજી કેટલીક વ્યવહાર-સંબંધની રીતભાતમાં પ્રવીણ કરવી. વહુ વિદ્વાન્ હોય ને કદાપિ તે કોઇ સતશાસ્ત્ર વાંચવામાં સમય ગાળે તો તેને તે સમયમાં વિક્ષેપ ન કરતાં જોઇતો સમય આપવો. પોતાનું જ્ઞાન વહુના કરતાં સારું હોય તો તેને શાસ્ત્રવાર્તાનું રહસ્ય સમજાવવું. તથા આ નિત્યકર્મ સાસુએ બરાબર વાંચી સમજી, વહુ વાંચી સમજી શકે તેમ ન હોય તો તેને સમજ પાડી શિખવાડવું, ને નિત્ય તેની પાસે કરાવવું.

## રજસ્વલા સ્ત્રીઓને પાળવાના નિયમો.

બહુધા સ્ત્રીઓને બારમા વર્ષથી પચાસ વર્ષસુધી પ્રત્યેક માસે ઋતુ (રજસ્વલાપણું) પ્રાપ્ત થાય છે. સ્ત્રી રજોદર્શનના ત્રણ દિવસોમાં અપવિત્ર ગણાય છે. ચોથે દિવસે નાહાયા પછી ઘરમાં સ્પર્શ કરવા-યોગ્ય શુદ્ધ થાય છે. તથા પાંચમે દિવસે સ્નાન કર્યા પછી દેવપૂજનાદિ પુણ્યકર્મ કરવાને યોગ્ય થાય છે.

રજસ્વલા સ્ત્રીએ બની શકે તો પહેલા ત્રણ દિવસસુધી કોઇને પોતાનું મુખ બતાવવું નહિ, કે વચન પણ સંભળાવવું નહિ. શરીરે તેલ ચોળવું નહિ. ફૂલ કે અલંકારો ધારણ કરવાં નહિ, આંખો આંજવી નહિ,

શરીરે ચંદનલેપન કરવું નહિ, કેશ ઓળવા નહિ, દાતણ કરવું નહિ, અને સ્નાન પણ કરવું નહિ, રોવું કે આંસુ પાડવાં નહિ, થાક લાગે એવું કામ કરવું નહિ, જમીન ખોદવી નહિ, નખ કાપવા નહિ, ને દોડવું કે હસવું પણ નહિ. દૂધ, ખાટા પદાર્થો કે વાયુ વધારનારા પદાર્થો ખાવા નહિ, ચોથે દિવસે નાહી પોતાના દેહની શુદ્ધિને માટે પંચગવ્ય (ગાયનું છાણ, મૂત્ર, દૂધ, દહીં અને ઘી) એકઠું કરીને પીવું. નહાયા પછી પહેલું પોતાના સ્વામીવિના બીજા કોઇનું મુખ જોવું નહિ.

## ગર્ભિણી સ્ત્રીના નિયમો.

ગર્ભિણી સ્ત્રીએ સદા આનંદમાં રહેવું. બની શકે તો નિત્ય નવનવાં વસ્ત્રો તથા અલંકાર ધારણ કરવાં. પવિત્ર રહેવું. હલકા, નરમ, ઘીવાળા ને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે તથા વહેલા પાચન થાય એવા પદાર્થોનો આહાર કરવો. અતિશય ખાટા, તીખા, ખારા, ઊના, વાસી, સૂકા, લૂખા, કઠોર અને કાચા એવા તથા પાચન થતાં પીડા કરે એવા પદાર્થો ખાવા નહિ. બહુ જમવું નહિ, તેમ ભૂખ્યાં પણ રહેવું નહિ. ઘણો શ્રમ થાય એવાં કામ કરવાં નહિ. પતિશય્યામાં સૂવું કે જાગરણ કરવાં નહિ. શોક કરવો નહિ. વાહનઉપર બેસવું નહિ. ભયંકર સ્થાને જવું નહિ, ને તેવા પદાર્થો જોવા નહિ. પોતાના ગર્ભનું સંરક્ષણ થવાસારુ નિત્ય પ્રાતઃકાલે અને સાયંકાલે શ્રીસદાશિવની સ્તુતિ કરવી.

## વિધવા સ્ત્રીઓના ધર્મ.

વિધવા સ્ત્રીએ ચોટલો રાખવો નહિ. પાન ખાવું નહિ. ચંદન કે ફુલ ધારણ કરવાં નહિ. સોનારૂપાનાં ઘરેણાં પહેરવાં નહિ. રંગિત વસ્ત્ર પહેરવાં નહિ. કાંસાના વાસણમાં જમવું નહિ. બે વખત ભોજન

કરવું નહિ. આંખો આંજવી નહિ. પલંગપર સૂવું નહિ. ભૂમિપર ગાદલું ગોદડું કે ચટાઇ પાથરી તેપર સૂઇ રહેવું, ને શરીરે તેલ ચોળવું નહિ. નિત્ય નાહીને ધોળાં વસ્ત્ર પહેરવાં, ક્રોધને જિતવો, અને ઇન્દ્રિયોને વશ રાખવી. કૃચ્છ્રચાંદ્રાયણ આદિ વ્રતો કરવાં. વૃદ્ધ સ્ત્રીઓના સહવાસમાં રહેવું. શૃંગારરસનાં પુસ્તકો વાંચવાં નહિ. જેનાથી પોતાને સંસારપર અરુચિ થાય, ઉદાસી ઉપજે, તથા વૈરાગ્ય થાય એવા બોધક ગ્રંથો વાંચવા–સાંભળવા, અને અખંડ બ્રહ્મચર્ય પાળી ઇશ્વરભજનમાંજ દિવસો નિર્ગમન કરવા.

ઇતિ.

---

# અથ શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રમ્.

વિશ્વં દર્પણદૃશ્યમાનનગરીતુલ્યં નિજાંતર્ગતં,
પશ્યન્નાત્મનિ માયયા બહિરિવોદ્ભૂતં યથા નિદ્રયા;
યઃ સાક્ષાત્કુરુતે પ્રબોધસમયે સ્વાત્માનમેવાદ્વયં,
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે. ૧.
બીજસ્યાંતરિવાંકુરો જગદિદં પ્રાઙ્‌નિર્વિકલ્પં પુનર્,
માયાકલ્પિતદેશકાલકલનાવૈચિત્ર્યચિત્રીકૃતમ્;
માયાવીવ વિજૃંભત્યપિ મહાયોગીવ યઃ સ્વેચ્છયા,
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે. ૨.
યસ્યૈવ સ્ફુરણં સદાત્મકમસત્કલ્પાર્થગં ભાસતે,
સાક્ષાત્તત્ત્વમસીતિ વેદવચસા યો બોધયત્યાશ્રિતાન્;

યત્સાક્ષાત્કરણાદ્ભવેન્ન પુનરાવૃત્તિર્ભવાંભોનિધૌ,
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે. ૩.
નાનાછિદ્રઘટોદરસ્થિતમહાદીપપ્રભાભાસ્વરં,
જ્ઞાનં યસ્ય તુ ચક્ષુરાદિકરણદ્વારા બહિઃ સ્પંદતે;
જાનામીતિ તમેવ ભાંતમનુભાત્યેતત્સમસ્તં જગત્,
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે. ૪.
દેહં પ્રાણમપીંદ્રિયાણ્યપિ ચલાં બુદ્ધિં ચ શૂન્યં વિદુઃ,
સ્ત્રીબાલાંધજડોપમાસ્ત્વહમિતિ ભ્રાંતા ભૃશં વાદિનઃ;
માયાશક્તિવિલાસકલ્પિતમહાવ્યામોહસંહારિણે,
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે. ૫.
રાહુગ્રસ્તદિવાકરેંદુસદૃશો માયાસમાચ્છાદનાત્,
સન્માત્રઃ કરણોપસંહરણતો યોભૂત્સુષુપ્તઃ પુમાન્;
પ્રાગસ્વાપ્સમિતિ પ્રબોધસમયે યઃ પ્રત્યભિજ્ઞાયતે,
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે. ૬.
બાલ્યાદિષ્વપિ જાગ્રદાદિષુ તથા સર્વાસ્વવસ્થાસ્વપિ,
વ્યાવૃત્તાસ્વનુવર્તમાનમહમિત્યંતઃ સ્ફુરંતં સદા;
સ્વાત્માનં પ્રકટીકરોતિ ભજતાં યો ભદ્રયા મુદ્રયા,
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે. ૭.
વિશ્વં પશ્યતિ કાર્યકારણતયા સ્વસ્વામિસંબંધતઃ,
શિષ્યાચાર્યતયા તથૈવ પિતૃપુત્રાદ્યાત્મના ભેદતઃ;
સ્વપ્ને જાગ્રતિ વાય એષ પુરુષો માયાપરિભ્રામિતમ્—૮.
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે.
ભૂરંભાંસ્યનલોનિલોંબરમહર્નાથો હિમાંશુઃ પુમા,—

નિત્યાભાતિ ચરાચરાત્મકમિદં યસ્યૈવ મૂર્ત્યષ્ટકમ્;
નાન્યત્ કિંચન વિદ્યતે વિમૃશતાં યસ્માત્પરસ્માદ્વિભો,-
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે. ૯.
સર્વાત્મત્વમિતિ સ્ફુટીકૃતમિદં યસ્માદમુષ્મિંસ્તવે,
તેનાસ્ય શ્રવણાત્તથાર્થમનનાદ્ધ્યાનાચ્ચ સંકીર્તનાત્;
સર્વાત્મત્વમહાવિભૂતિસહિતં સ્યાદીશ્વરત્વં સ્વત:,
સિદ્ધ્યેત્તત્પુનરષ્ટધા પરિણતં ચૈશ્વર્યમવ્યાહતમ્. ૧૦.

### ક્ષેપક શ્લોકો.

વટવિટપિસમીપે ભૂમિભાગે નિષણ્ણં,
સકલમુનિજનાનાં જ્ઞાનદાતારમારાત્;
ત્રિભુવનગુરુમીશં દક્ષિણામૂર્તિદેવં,
જનનમરણદુ:ખચ્છેદદક્ષં નમામિ. ૧૧.
ચિત્રં વટતરોર્મૂલે, વૃદ્ધા શિષ્યા ગુરુર્યુવા;
ગુરોસ્તુ મૌનં વ્યાખ્યાનં, શિષ્યાસ્તુ ચ્છિન્નસંશયા: ૧૨.
ૐ નમ: પ્રણવાર્થાય, શુદ્ધજ્ઞાનૈકમૂર્તયે;
નિર્મલાય પ્રશાંતાય, દક્ષિણામૂર્તયે નમ: ૧૩.
નિધયે સર્વવિદ્યાનાં, ભિષજે ભવરોગિણામ્;
ગુરવે સર્વલોકાનાં, દક્ષિણામૂર્તયે નમ: ૧૪.
મૌનવ્યાખ્યાપ્રકટિતપરબ્રહ્મતત્ત્વં યુવાનં,
વર્ષિષ્ઠાંતેવસદૃષિગણૈરાવૃત્તં બ્રહ્મનિષ્ઠૈ:;
આચાર્યેંદ્રં કરકલિતચિન્મુદ્રમાનંદરૂપં,
સ્વાત્મારામં મુદિતવદનં દક્ષિણામૂર્તિમીડે. ૧૫.

ઇતિ શ્રીમત્પરમહંસપરિવ્રાજકાચાર્યશ્રીમચ્છંકરાચાર્યવિરચિતં
શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રમ્ ॥ ૐ ॥

# સન્નારીઓનું નિત્ય કર્તવ્ય.

## રુચિરા છંદ.*

સતીતણી ગતિ છે પતિપદસેવા, નિગમાગમ તો નિત્ય કહે,
શાણી કુલવતી પતિપ્રિય પ્રમદા, શિખ વચન મન માની લહે;
પ્રભુતણું ઉઠી પ્રાતઃકાલે, સ્મરણ ધ્યાન પ્રીતે કરવું,
પતિપદ સ્પર્શી પછી નિજ તનના, શૌચકાજ તુરત જાવું. ૧.
વદનશુદ્ધિ દાતણથી કરીને, ઉષ્ણ શુદ્ધ જલથી ન્હાવું,
ધૌત વસ્ત્ર ધારી નિજ અંગે, નિત્યકર્મ ભાવે કરવું;
સૂર્યઉપાસન કરી શુભ રીતે, વૃદ્ધચરણવિષે નમવું,
ઇષ્ટમંત્રનો જાપ કરીને, દેવપૂજન પ્રીતે કરવું. ૨.
ગુરુપૂજન ભક્તિથી કરીને, નિત્ય દાન દીનને દેવું,
પતિતણું પૂજન પ્રીતે કરીને, પછી યત્ને ભોજન કરવું;
નિજ પહોરે તત્પર થઇને, પતિવ્રતધર્મનું મનન કરો,
હૃદયતણા સૌ દોષો પરખી, તે સૌકેરું શમન કરો. ૩.
ઘરધંધામાં કુશળ રહીને, સંધ્યાસમયને સંભારો,
આવશ્યક સૌ કામ કરીને, ધણીસેવામાં મન ધારો;
સુખમય જીવન થાય તમારું, ચતુરા ચિત્તે ચિંતવજો,
એ શિખામણ માની મારી, સુખી સર્વ બેનો થાજો. ૪.

પી. ગો. ભટ્ટ. સાણંદ.

---

* ગરબામાં ગાવું હોય તો "મારગડો મેલો મોહનજી," "બાદશા કતરે બાગમાં મેં ક્યા મસ દેખન જાઉ રી." એ ગુજરીના રાગે અથવા 'સેના [illegible]ીર તો ક્યા દિલગીરી સદા મગનમેં રહેના જી,' એ રાગે ગવાશે.

# બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્માકૃત પુસ્તકો.

શ્રીઉપનિષદો. ( ઈશોપનિષદ્‌થી કૈવલ્યોપનિષદ્‌સુધીની બ ઉપનિષદો તથા માંડૂક્યોપનિષદ્‌ઉપરની ભગવાન્ ગૌડપાદની કારિકા ? તથા ગુજરાતી ટીકા અને ૧૦૬ ઉપનિષદોનો ગુજરાતીમાં સાર. ) બી આવૃત્તિ. રૂ. ૫–૦–૦ વેદાંતદર્શન. પાકાપુંઠાનું. રૂ. ૩–૮–૦ વેદાંતદર્શ કાચાપુંઠાનું. રૂ,૩–૦–૦ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, પદચ્છેદ, અન્વય, પદાર્થ, શબ્દ ને રહસ્યદીપિકાટીકાસહિત. ચોથી આવૃત્તિ. રૂ. ૨–૨–૦ પાતંજલયોગદર્શ પદબોધિનીનામની સંસ્કૃતભાષાની તથા રહસ્યદીપિકાનામની ગુજરા ભાષાની આધ્યાત્મિકી ટીકાસહિત. ત્રીજી આવૃત્તિ. રૂ.૨–૪–૦ સાંખ્યપ્રવ સ ખ્યસૂત્રવૃત્તિ તથા તાત્પર્યબોધિનીટીકાસહિત. રૂ. ૧–૦–૦

યોગકૌસ્તુભ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૧–૪–૦ પરમપદબોધિની. ? આવૃત્તિ. રૂ. ૧–૦–૦ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦–૦–૬ ? સ્વરોદય. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૬ ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ. ? આવૃત્તિ. ૦–૧–૦

મનુષ્યમિત્ર. બીજી આવૃત્તિ. રૂ. ૦–૪–૦ સ્વાભાવિકધર્મ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૬ સુબોધકલ્પલતા. બીજી આવૃત્તિ. રૂ. ૦–૯–૦ સદુપદેશદિવાકર પ્રથમ કિરણ. બીજી આવૃત્તિ. રૂ. ૦–૧૨–૦ સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ. રૂ.૦–૧૨–૦ સદુપદેશદિવાકર તૃતીય કિરણ. રૂ. ૦–૧૨–૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦. રૂ. ૦–૪–૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫. બીજી આવૃત્તિ. રૂ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫. રૂ. ૦–૮–૦ અંતર્યામીના આદેશો. સોનેરી નામવાળા કપડાના પુંઠાના. રૂ. ૦–૧૦–૦ અંતર્યામીના આદેશો. રેશમી પુંઠાના. રૂ. ૦–૮–૦ યોગપ્રભાકર. બીજી આવૃત્તિ. રૂ. ૦–૧–૬ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા સરલાટીકાસહિત. બીજી આવૃત્તિ. રૂ. ૦–૭–૬ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. બીજી આવૃત્તિ. રૂ.૦–૩–૬ ગીતાદિ પંચરત્ન સટીક. ભિન્ન ભિન્ન જાતનાં પુંઠાંવાળાં. રૂ. ૦–૯–૦, ૦–૭–૦, ૦–૬–૦ રાસપંચાધ્યાયી ભક્તિપક્ષની તથા જ્ઞાનપક્ષની વિસ્તૃત ટીકાસહિત. રૂ. ૦–૭–૦, ૦-૫-૬ પ્રણવપટ્ટ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૦ પ્રણવવિસ્તારપટ્ટ. બીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૦ નાથકાવ્ય. રૂ. ૦–૫–૦ સદુપદેશમાલા પ્રથમ ભાગ. રૂ. ૦–૩–૬. પત્રકલ્પમંજરી. રૂ. ૦–૩–૦ વિનોદમાલા. રૂ. ૦–૫–૦ દુરાચારગિરિવજ્ર. રૂ. ૦–૨–૬ મહામંત્રમાલિકા. રૂ.૦–૩–૦ સુવિચારચંદ્રિકા. રૂ. ૦–૨–૦

ઉપર લખેલાં સર્વ પુસ્તકો નીચે લખેલે સ્થળેથી રોકડા દ્રવ્યથી વા વેલ્યુપેએબલ બૂકપાકીટથી મળી શકશે:—

વ્યવસ્થાપક, આનંદાશ્રમ. બીલખા. કા